ॐ तत्सत् परमात्मने नमः

# કુલિન-કાન્તા.

( બોધદાયક નવલકથા. )

કામાન્ધ, વ્યસની, આળસુ, દુરાચરણી કોય;
ધર્મ સમો ધણીને કરે, કુલિન-કાન્તા હોય.

લેખકઃ-

ડાહ્યાશંકર જયશંકર ત્રિપાઠી ( कासार. )

મુ. સરખેજ.

પ્રકાશકઃ-

હરિભાઈ દલપતરામ પટેલ.

શાહાપુર-અમદાવાદ.

સોલ એજન્ટઃ-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા-અમદાવાદ.

કીંમત રૂ. ૧-૦-૦.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.



સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

અમદાવાદ શહાપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ
દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

ૐ

# "કુલિન બાળા."



સદા સાદાઈમાં રહેતી, મીઠાં વચનો મુખે વદતી;
કદી અભિમાન ના કરતી, ખરેખર તે કુલિન બાળા.
પ્રભુ તુલ્યે પતિ ગણતી, પતિનાં વેણ ઉચકતી;
પતિના પ્યારમાં રમતી, ખરેખર તે કુલિન બાળા.
દુઃખો વ્યવહારનાં સ્હેતી, છતાં ના મૂખથી કહેતી;
ધિરજ ને શાન્તતા ધરતી, ખરેખર તે કુલિન બાળા.
જમાનાને અનુસરતી, છતાં મર્યાદમાં ફરતી;
ન ફેશનમાં કદી પડતી, ખરેખર તે કુલિન બાળા.
અવર સુખમાં ન લોભાતી, અવર દુઃખમાં દુઃખી થાતી;
કરી ઉપકાર રીઝાતી, ખરેખર તે કુલિન બાળા.
અનુકૂળ સર્વને કરતી, મઝા અહિં સ્વર્ગની લેતી;
બીજાંને દાખલો દેતી, ખરેખર તે કુલિન બાળા.

લી૦

**મહિપતભાઇ પ્રેલાદભાઇ.**

પોલિસ પટેલ–સરખેજ

# પ્રસ્તાવના.



પ્રિય વાંચકો ! ઘણા દિવસથી મને કાંઈ નહિ તો કાંઈ જનસમાજની સેવા બજાવવાની ઇચ્છા હતી તે આજે આ લઘુ પુસ્તક શ્રી પરિબ્રહ્મ પરમાત્માની કૃપાથી આપની આગળ રજુ કરી પૂર્ણ કરૂં છું. આપ કૃપા કરી આ પુસ્તકના બહારના સ્વરૂપ ઉપર અગર ઓપ ને ભાષામાં નહિ ગુથાતાં અંદરની વસ્તુસ્થિતિ તપાસી ખરા હૃદયની છોળોથી છલકાતી આકૃતિ સ્વીકારશોજી. બાન્ધવો ! પૂર્ણ તો પરમાત્માજ હોયછે બાકી મનુષ્યનામાં કાંઇ કાંઇ દોષ તો હોયજ પણ–

" હશો જે હંસ વૃત્તિના, અમિમય પય ગૃહણ કરશો. "

એ પ્રમાણે ટીકાકાર ન બનતાં દુધ ગૃહણ કરશો ને પાણી તજી દેશો. " વળી હું આ બાબતમાં લાયક તો નથીજ." કારણ કે વ્યાકરણ, ભાષા વગેરેનું મને પૂરતું જ્ઞાન નથી પણ જીગરમાંથી ઉછળી આવેલા ઉમળકાની આ પહેલીજ કૃતિ છે તો તે સ્વીકારશોજી.

આ નવલકથામાં કાન્તાનું પાત્ર કેટલું લાયક છે. કુલિન મા બાપની દીકરી સાસુ, નણંદ, સ્વામી વગેરે તરફથી ઘણાં ઘણાં અસહ્ય દુઃખો સહન કરે છે છતાં એક શબ્દ પણ ઉંચા સ્વરે કદી ઉચરતી નથી. વળી મૂર્ખ ને વ્યભીચારી માણસો આગળથી તે પોતાનું શિયળ કેવી ચાલાકીથી સાચવે છે ને પોતાના પતિને કેવી રીતે પરાધિનતામાંથી મુક્ત કરી પોતાને અનુકુળ બનાવી દે છે તે ખાસ અનુકરણિય છે. અહા ધન્ય છે તેના પતિ ધર્મને ! ખરેખર તે કાન્તા તો દેવીજ છે. ગમેતેવાં સંકટો પડવા છતાં કુલિન તે કુલિનજ રહે છે. વળી કમળાગૌરી જે પ્રધાનની પુત્રી થાય છે અને પ્રતાપસિંહની

ભવિષ્યમાં થનાર પત્નિ છે તેને કાળસિંહ તેના શિયળથી ડગાવવાને કેટલી ધમકી તથા લાલચો આપે છે છતાં તે પોતાનો અડગ ટેક છોડતીજ નથી અને તેને તથા પ્રતાપને કાળસિંહની સ્ત્રી તેજબા તથા મહાત્મા હરિદાસજી કેવી રીતે સહાય કરી છોડાવી લેઇ જાય છે તે વાંચકને ખાસ જોવા જેવું છે. આજકાલના શિવગર બાવા જેવા ઢોંગી અને ધુર્ત્ત સાધુઓ કયાં ! અને પવિત્ર મહાત્મા હરીદાસજી કયાં ! તેમજ તે બન્નેના વર્તનમાં કેટલો ફેર છે તથા સાધુ તો મહાત્મા હરિદાસજી જેવાજ જોઇએ તે સર્વ ચિતાર આ ચોપડી વાંચવાથી વાંચકો આગળ તાદૃશ્ય ખડો થઇ જશે.

વ્હાલા વાંચકો ! તમારી નજરે કાંઈ ભુલ જણાય તો "હું લાયક તો નથીજ" આ મારા ઉપરના શબ્દો ખાસ ધ્યાનમાં લેઇ મને ક્ષમા આપશો એવી આશા રાખું છું. **सुज्ञेषु किं बहुना ॐ**

વ્હાલા વાંચકો ! હવે વધારે આપના મગજને તસ્દી નહિ આપતાં ટુંકામાં એટલુંજ કહુ છું કે આ ચોપડી વાંચી આપણા આર્ય સંસારમાં કચડાઇ મરતી કુલિન કાન્તા જેવી બાળકીઓને બચાવી તેમને ભવિષ્યમાં સુખી કરવાનું પગલું ભરો એટલી મારી અભિલાષા છે.

આ પુસ્તક લખવામાં મ્હારા બાંધવ **સોમનાથ હરિલાલ ત્રિપાઠીએ** મને જે અનિવાર્ય મહેનત લેઈ મદદ કરી છે તેને માટે હું તેમનો અંતઃકરણથી આભાર માનું છું ! !

**સરખેજ** | લી૦
તા. ૧ માર્ચ ૧૯૧૭. | **ડાહ્યાશંકર જયશંકર ત્રિપાઠી.**

ॐ

# "ખરે તે સંત મહાત્મા છે."



ખરેખર પૂર્ણ નિષ્કામી, જગત સબ બ્રહ્મમય જાણી;
જીવન જગને સમર્પે છે, ખરે તે સંત મહાત્મા છે.
સદા સાદાઈમાં રહે છે, જીવનના ભેદ ભૂલે છે;
હુંપદ ઈચ્છા તજી દે છે, ખરે તે સંત મહાત્મા છે.
ખરો સત્ય ધર્મ બતલાવી, જગતના જીવ ઉદ્ધારી;
નહિ નીજ સ્વાર્થમાં કાંઈ, ખરે તે સંત મહાત્મા છે.
પરાયા દુ:ખને દેખી, દયાળુ દૃષ્ટિ તો ફેંકી;
જીવન ભોગે બચાવી લે, ખરે તે સંત મહાત્મા છે.
સમર્પે તન, મન, જીવન, જગતના જીવને હરદમ;
નહિ નીજ હયાતિને લેખે, ખરે તે સંત મહાત્મા છે.
બધાયે દેશ મારા છે, બધાયે ધર્મ મારા છે;
એવું જે જાણનારા છે, ખરે તે સંત મહાત્મા છે.

**कासार.**



# અનુક્રમણિકા.

॥ ॐ तत्सत् ॥

# કુલિન કાન્તા.

## પ્રકરણ ૧ લું.

### પતિવ્રતા પત્ની.

સુપી ઉંઘે ઘન પડ મહીં તારલા વ્યોમ અંકે,
નિંદ્રા માંહી ગિરિ નદી અને વિશ્વ આખુય લેછે;
ને રૂપેરી અમિત દિસતી વીજળી એક સ્થાને,
સુતી સુતી હસતી મધુરૂં સ્વપ્ન માંહીં દિસે છે.

મહાત્મા કલાપિ.

વર્ષા ઋતુનો સમય છે. ચારેકોર અંધકાર છવાઈ રહ્યો છે. આકાશમાં વાદળાંઓની ને વીજળીબાઈની ગડમથલ મચી રહી છે. પવન ફુંકાય છે, ને ઠંડી પ્રસરી રહી છે. એવા સમયમાં શ્રીક્ષેત્ર નામે નગરમાં એક સરીયામ રસ્તા ઉપર આવેલા છોબંધ મકાનની બારીમાં રમણીક ખુરસી ઉપર બેઠો બેઠો આકાશ તરફ જોઈ રહ્યો છે, તેવામાં પાછળથી કાન્તાના પગનો રણકાર સાંભળી ઉભો થયો ને બોલ્યોઃ—

" કાન્તા! તને મેં ઘણી વખત કહેલું છે કે ગમેતેવું કામ હોય છતાં હું ઘેર આવું કે તુરત તારે મારી પાસે આવવું છતાં

તું અત્યાર સુધી શું કરતી હતી? મૂર્ખ જેવી ! હું ક્યારનો તારી રાહ જોતો બેઠો છું તેની તને બીલકુલ ખબર નથી?"

કાન્તાઃ—હું શું કરૂં! બા! કીકાભાઇને માટે દુધની પુરીઓ કરવાનું કહી મંદિરમાં દર્શન કરવાને માટે ગયાં હતાં, મેં દુધની પુરીઓ કરી ને બા આવ્યાં. મને તેમણે જતી વખતે કહ્યું ન હતું કે તે પુરીઓ તું ઘીમાં તળજે, તેથી મેં તે પુરી તેલમાં તળી. તે જોઈ બા ખીજાયાં ને મને ન દેવાય તેવી ખરાબ ગાળો દેવા લાગ્યાં. મેં કહ્યું કે, બા તેમાં મારો શો વાંક! ગયા પરમ દિવસે આપણા ઘરમાં રસ પુરી કરી ત્યારે તમોએ ખાસ મારી પાસે તે પુરીઓ તેલમાં તળાવી હતી ને વધારામાં કહ્યું હતું કે પુરી તો તેલનીજ સારી થાય, ઘીની પુરી મને બીલકુલ પસંદ નથી; તેથી મને તે વાત યાદ આવતાં મેં આજે પુરી તેલમાં તળી, તેમાં મારો શો વાંક? જો બા તમે મને કદાચ કહી ગયાં હોત ને મેં આપનું કહેવું ન માનતાં જો આમ કર્યું હોત તો મારો વાંક, છતાં મને આવી ખોટી ગાળો દઇને શા માટે પજવો છો. આવું કહેતાં તો બા બહુજ ખીજાયાં અને મારા ઉપર ખોટાં ખોટાં વચનોનો વરસાદ વરસાવી મને મારા પિયર જવાને ફરમાવ્યું ને કહ્યું કે, ખબડદાર જો હવે તું મારા ઘરમાં પેઠી તો મારે હવે તારો બીલકુલ ખપ નથી. મને અત્યાર સુધી ઘરમાં પેસવા દેતાં નહોતાં; પણ આપણી સામેનાં માણેકકાકી આવ્યાં ને બાને સમજાવ્યાં ત્યારે કાંઇક નરમ પડ્યાં ને મને અહિં આવવાની રજા મળી, તેથી આજે મોડું થયું. હું લાચાર છું કે તમારે ખોટી થવુ પડયું, પણ તેમાં મારો ઇલાજ નહોતો; હવેથી તેમ

નહિ બને તે માટે સાવચેત રહીશ ને આજને માટે આપની ક્ષમા માગું છું. એમ બોલતાં કાન્તા રમણીકલાલના પગમાં પડી પ્રણામ કરવા લાગી.

રમણીકલાલ:-આવા ઢોંગ મને ગમતા નથી માટે દૂર રહે! ઝટ બોલી દેને કે વઢવાડ કરવાને માટે ચિકાઇ હતી. તને નફ્ટને ક્યાં લાજ છે, ઘણી વખત કહેવા છતાં પણ તારા નામની તો હુમેશાં હોળીજ. ઠીક, ઉભી થા ને પેલા જાકીટના ખીસ્સા-માંથી બીડી તથા પેટી લાવ.

કાન્તા જાય છે ને જાકીટનાં બધાં ખીસ્સાં તપાસે છે છતાં તેમાં કાંઇ નહિ મળવાથી પાછી આવી કહે છે કે:-"નાથ! મેં બરાબર તપાસીને જોયું છતાં જાકીટમાં બીડી કે પેટી તેમાંનું કાંઇ નથી."

રમણીકલાલ:-લગાર આંખો ઉઘાડીને જો! તારા કામનું કયાં ઠેકાણું છે. તારૂં ચિત્ત તો વાદળાંથી વાતો કરવા જાય છે; ઘરનાં માણસો તારાથી ગુસ્સે થાય તેમાં નવાઈ નથી. મેં ખાસ તેમાંજ મૂકી છે, લગાર હૈયું હેઠે મૂકીને કાળજુ ફોડીને તપાસો જાઓ!

વાંચક! કાન્તા જાય છે ફરીફરીને તપાસે છે પણ કાંઈ મળ્યું નહિ. અરે કયાંથી મળે, બીડીબાઇ તો તેની બ્હેનપણી પેટીબાઇની સાથે કીકાભાઈના મુખમાં પધરામણી પામવાને માટે કીકાભાઇના હાથ ઉપર સ્વાર થઇને કયારનાં ઉપડી ગયાં હતાં.

કાન્તા:-મેં બરાબર તપાસીને જોયું હતું ને વળી પાછું

ફરીથી જોયું; પણ અંદરના તથા બહારના કોઇ પણ ખીસ્સામાં બીડી મળતી નથી.

રમણીક એકદમ ગુસ્સાના આવેશમાં ઉભો થયો. જાકીટ પાસે ગયો અને ખીસ્સાં તપાસ્યાં પણ તેનો હાથ મનોવાંચ્છિત નહોતો કે ન હોય ને થાય.

રમણીકલાલ:–કાન્તા! જા નીચે તાકામાં પૈસો છે તે લઇ કાસમમીયાંની દુકાનેથી બીડી લઈ આવ! ક્યાંઈ રખડતી નહિ, જલ્દી આવજે સાંભળ્યું?

કાન્તા:–હાજી! હું જાઉં છું!

રાતનો વખત છે કાન્તા! ગરીબ બિચારી કુલિન કાન્તા! રાત્રીનો અંધકાર જોઈ ડરવા લાગી, છતાં વિચાર્યું કે જો નહિ જાઉં તો મારા પૂરેપૂરા ભોગ મળશે એમ સમજી જલદી નીચે ઉતરી ને બીડીબાઇને નોંતરવાને ચાલી.

રસ્તામાં જતાં એક ખાડો આવવાથી તથા અંધકારમાં નહિ દેખાવાથી તે બિચારી તેમાં પડી ગઇ. પગની ઘુટણમાં વાગ્યું ને પગ મચકોડાયો, છતાં ઉભી થઇ ગાભરી ગાભરી આગળ ચાલી તો એક પરજાપતના ઘોડાની સાથે અથડાઇ ને ચાર પાંચ ઉપરા ઉપરી લાતોની પ્રસાદી ખાધી. અરેરે! બિચારી અબળા તે અબળાજ, કાન્તાના શા દમ કે ગદ્ધાભાઈની લાતો ખમી શકે? ઓય બાપરે કરી નીચે પડી ગઇ; આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં, પાંચેક મીનીટ પછી કાંઇક કળ વળવાથી ઉભી થઇ ને અથડાતી કુટાતી ધીમે ધીમે કાસમમીયાંની દુકાને

આવી જુવે છે તો દુકાને મોટું ખંભાતી તાળુ! અહા પ્રભુ! હવે શું કરૂં એમ બોલી કાન્તા નિરાસ થઇ પાછી વળી. વાંચક! શ્રીક્ષેત્ર નગરમાં મ્યુનિસીપાલિટી નહોતી; સાધારણુ પાયા ઉપર સેનેટરી બોર્ડની સંસ્થા ચાલતી હતી. તેની જુજ રકમ ને તેનો વહિવટ કરનારાની આ બાજુ તરફ દુર્લક્ષતા, તેથી રાત્રે રસ્તાઓ ઉપર દીવા નહોતા, જો દીવા હોત તો બિચારી કાન્તાના આવા હાલ ન થાત. આંખોમાંથી આંસુ ટપકે છે વળી રાત્રે, એક તો સ્ત્રીજાતિ ને વળી વહુવારૂં એટલે અવાજ કરી રડાય તો નહિજ તેથી દબાતી ચંપાતી દુઃખના ને દર્દના ભાર તળે કચરાતી કાન્તા પાછી વળી મનમાં વિચારે છે કે પ્રભુ! હવે ઘેર જો બીડી લીધા વિના જઇશ તો મારા પૂરેપૂરા ભોગજ સમજવા. પતિ–પ્રભુ! ખીજશે ને મારા માટે ખોટો ભાસ તો છેજ ને વળી તેમાં વધારો થશે. અહા પ્રભુ! આખો દિવસ ઘરનું વૈતરૂં કરી મરી જાઉં છું પણ એક પળ મને નવરાસ મળતી નથી છતાં મારે માટે તો ઉપરના બોલ. ૐ પ્રભુ! પ્રભુ! આમ વિચાર કરતી કરતી ચાલી આવે છે ત્યાં દૂરથી સુખલાલ ભૈયાની દુકાન ઉઘાડી દીઠી, તેથી તે તે તરફ ગઇ ત્યાંથી પૈસાની બીડી લીધી ને પાછી ઘર તરફ વળી. ઘેર આવતાંની સાથેજ નીચેના શબ્દો તેના કર્ણે અથડાયા.

"અલી અત્યારે અંધારે ક્યાં ચોટી હતી. કયા મનગમતાની સાથે વાતમાં પડ્યાં હતાં!" ખાટલામાં પડયે પડયે માળા ફેરવતાં સાસુજી બોલ્યાં.

કાન્તાઃ–બા મારે બેકી જવું હતું તેથી બહાર ગઈ હતી.

વાંચક! શું કરે બિચારી કૂલિન બાળા! સાચું કહે તો પણ

તેમાં પોતાની પૂરેપૂરી કમબખ્તીજ હતી. બે ચાર વાક્બાણો સાંભળી કાન્તા મેઢા ઉપર ગઇ તો ઉપરથી રમણીકલાલ જેમ બકરા ઉપર વાઘ ઘુરકે તેમ ઘુરકયો !

અલી નાહાન અત્યાર લગી ક્યાં અથડાવા ગઇ હતી ? કયી રાંડો તારી જોડે ગપાટા મારવા નવરી હતી ? સાલ્લી રાંડોની જાત, બે ચાર ઘાઘરા પલટણો ભેગી થઇ કે આકાશનું પાતાળ ! વખતનું તો ભાનજ નહિ, હું અહિં કયારનો રાહ જોઉં છું ને તું તો જ્યાં ગઇ ત્યાં ક્ષેમ ને કુશળ ! કેમ ? લાવ, બીડી લાવ !

કાન્તા બીડી આપતાં થરથરતા અવાજે બોલીઃ-હું શું કરૂં ! કાસમમીયાં નહોતો તેથી સુખલાલની દુકાનેથી બીડી લાવી છું.

બીડી જોતાંજ તથા સુખલાલનું નામ સાંભળતાંજ રમણીક-ગુસ્સે થયો ને બોલ્યોઃ-

શું આવી ખરાબ બીડી ! ઉકરડે નાખે તેવી ! આવી બીડી ક્યાંથી લાવી ? સુખલાલ ધણીની દુકાને મટકો કરવા ગયાં હશો કેમ ? સુખલાલ જુવાન છે ને ફાંકડો છે, તે ગમે છે. ઠીક, ઠીક ! ઢેમ, સુવર, એમ બોલી બિચારીને પાટવાં પુરી ને ગડદા ગોળ પીરસી દીધો. અરેરે ! હાય ! કરી બિચારી કૂલિન કાન્તા નીચે પડી ગઇ ! દુષ્ટ રમણીક આથી વધારે ખીજાયો ને ફંદ કરે છે એમ જાણી મારનો વરસાદ વરસાવા લાગ્યો.

કાન્તાઃ-ઓ નાથ ! મને શું કરવા મારી નાખો છો ? અરેરે હાય ! ઓ ભગવાન્ ! મારા કરમનો શો વાંક ! હું તો સુખલાલને દીઠે પણ ઓળખતી નથી, રસ્તામાં તેની દુકાન

ઉઘાડી હતી ને તમારે એક પણ બીડી ન હોવાથી, તેની દુકાનેથી લાવી છું, મને મારશો નહિ !' એમ બોલતાં કાન્તા ચોધાર આંસુડે રોઈ પડી.

રમણીક, નિર્દય રમણીક ! જુવાન, છાકટો રમણીક ! નીર્બલ અબળાના કાલાવાલાથી પીગળે તેવો ન હતો ! તેણે તો મારની દે તડી ! માર મારી બિચારી કાન્તાનાં હાડકાં ભાગી નાખ્યાં ને પછી શાન્ત થઈ બીડી પીવા એક ખુરસી ઉપર બેઠો !

કાન્તા ! અહા કૂલિન કાન્તા ! ! આર્યોનું હીર ! કાન્તા, પતિત પાવની કાન્તા ! રડતી રડતી આખરે પતિ પાસે આવી બેઠી; પણ તેની દરકાર કૃતઘ્ની રમણીકે કરી નહિ ને પથારીમાં પડી ઘોરવા લાગ્યો.

કાન્તા રડી કકળી તેના દુ:ખના દિવસો ઉપર આંસુ પાડી આખરે નિદ્રાને આધિન થઇ.

# પ્રકરણ ૨ જું.

## સિદ્ધનાથ મહાદેવ ને શિવગર બાવો.

જોઈ લ્યો જગતના બાવા ધર્યો ભેખ ધુતીને ખાવા,
ગાંજો ઉડાવે ને ભાંગો ચઢાવે, ભોળાં મનુષ્યો ભમાવા;
મફતનું ખાવું ને મસીદે સુવું, સાચો ધરમ ડુબાવાઃ—જો૦

ભોજા ભક્ત

સૂર્યાસ્તનો સમય છે, સૂર્ય ભગવાન આખા દિવસનો પરિશ્રમ ભોગવી પોતાને સ્થાનકે જવા તૈયાર થયા છે, આવે સમયે સિદ્ધનાથ મહાદેવની અડાળીની ઓરડીમાં શિવગર બાવો ધુણી ધીકાવી બેઠો છે. આગળ એક મોટી ચલમ, સુકાની કોથળી તથા લાંબો મોટો ચીપીઓ ને ચાર છાણાં પડ્યાં છે; ત્યાં નાથીઆ હજામે પ્રવેશ કર્યો !

શિવગરઃ—કયું બચ્ચા નાથીયા હજામ ! અબ તક કહાં ગયે તે ? કયું ઠીક હેને ! બેઠ બેઠ, કુચ ગાંજાબાંજા તો ઉડાવ ?

નાથીઓઃ—બાપજી ! ગાંજો તો નથી, આજે લાવવાનો ભૂલી ગયો ?

શિવગરઃ—અબે નાથીઆ ! પેલા લુચ્ચા કારીગર કુબેર કીધર ગયે, ઉસ્કુ તો બોલાવ ? સાલે રોજ઼ંદા મફતના મલીદા પકાતે, તો બખત આયે રંડીબી નાચતી હે, તો બોલાવ સાલે ઈશકું ?

આ વાત ચાલે છે તેવામાંજ કુબેર કારીગર, ભૂખણુ મેરઈ, શિવલાલ સોની વગેરે અનુક્રમે દાખલ થયા ને જય જય મહારાજ કરી એક જોડ એક એમ શિવગર પાસે બેઠા તેવામાં આપણા રમણીકલાલ પણ પધાર્યા ને ટોળી જામી.

શિવગર:–કુચ, ગાંજાગાંજા તો ઉડાવો.

રમણીક:–બાપજી આજે તો ગાંજાને માટેજ ખાસ બજારે જઇને આવું છું. લ્યો આ પડીકું એમ બોલી ખીસ્સામાંથી પડીકું કાઢી નાથીઆને આપ્યું, તેથી તે ગાંજો તૈયાર કરવા બેઠો.

તુમડીનું પાણી લઈ હાથમાં મસળાય છે ને વાત ચાલી!

શિવલાલ:–બાપજી! ગામમાં તો ચોરીઓ બહુ થાય છે, પોચા પટેલના બે બળદ આજે ચોરો લઇ ગયા; વળી તલકચંદ શેઠની દુકાને મોટું બાકું પાડયું છે પણ શેઠ જાગી જવાથી બચી ગયા.

નાથીઓ:–અરે હું હમણાંજ તલકચંદ શેઠની હજામત કરીને આવું છું તેને તો બાપજી! એંહુ રોવડાવ્યોજ! અરે! તેની બાયડીનાં કડુ તથા લુગડાં ને એક ટ્રંકની પેટી કે જેમાં નામાના ચોપડા હતા તે બધું ચોરો લઇ ગયા.

શિવગર:–અચ્છા હુવા, સાલે બનિયે બોત કંજુસ હોતા. કોઇબી દિન કુચ આટા બાટા નહિ દેતા ને સાલે સામુ બી નહિ જોતા તો અચ્છા હુવા; પણ બિચારે પોચે પટેલકું તો બોત બુરા હુવા, એતો બોત અચ્છા આદમી હે! એક દિન ઇસકા ખેતમેં મેં ગયેતા તો તેને હમકું બોત બોત પુંખ ખીલાયા ને દો ચાર

તુમ્આ બી ઇધર આવકે છોડ ગયે; એતો બોત અચ્છા આદમી હે.

ભૂખણુ મેરાઇઃ-બાપજી! આ લોકો વાતો કરે છે કે આણુ સાલ વરસાદ તો વાયદો કરશે.

શિવગરઃ-ભાઇ એહી સબ દુનિયા સાલી બહોત ખરાબ હો ગઇ હે; એહી ગામ તો બોત બી શઠ હે, કોઇકે હૃદયમેં કુચ દયા બયા બી નાહિ હે. કુચ પુન, બુનમેં તો સાલે સમજતે નાહિ; યહ સાધુ સંતકો તો પીછાનતાજ નહિ; ચપટી આટા બાટા બી નહી દેતે, તો મરજાવે સાલી દુનિયા અપને બી કયા.

કુબેર કારીગરઃ-બાપજી બધુ તો ઠીક પણુ આ રમણીક-લાલને ઘેર તો આજે તાયફો થયો છે, તે આપ જાણોછો ? તેમની બા આજેજ મારે ઘેર આવ્યાં હતાં તે કહેતાં હતાં કે રમણીકની વહુ તો રમણીકને માથે છાણાં થાપશે; અત્યારથીજ કોઇના કહ્યામાં નથી ને ઘરમાં બધાની સાથે બાઝે છે ને વઢે છે.

શિવગરઃ-સાલે રમણીયા બી બાયલા હેને, રાંડકી જાતને તો “દમ પે દમ! ને પડ જાય ગમ” એસા કરના ચાહીએ.

નાથીઓઃ-પણુ બાપજી, રમણુભાઇને તો તે મારે તેવી છે.

શિવગરઃ-અબે કયું રંડી! ગુરાનકી રંડી! હાથ પગ બાંધકે સાલીકુ ડામ દેઇએ, કયું રમણુ! તેરામેં એસા જોર નાહી હે ? સાલી બાયડી! માબાપ, બેન ઓર સબકે સામે કયા ટકટક કર શકતી હે. ધીક્કાર હે એ હરામજાદે છોકરેકું કે મા બાપે પેટે પાટા બાંધકે મોટે કરે તો એહી કયા કામકા.

રમણીકલાલઃ-બાપજી ખરી વાત છે, હું એ રાંડને બહુજ

સમજાવું છું ને ખુબ મારૂંછું પણ રાંડ વઢવાડ કર્યા કરે છે.

શિવગરઃ–બચ્ચા રમણ! મેં તુમકુ એક કાયડા બતાવું પણ બાલ તુમ એક કાળી રોટીકી ઉજાણી દેવેગા?

રમણીકલાલઃ–હાજી! મહારાજ.

શિવગરઃ–અચ્છા તો તુમ એકી દોરા લેજા.

રમણીકલાલઃ–આંપજી તમે કહો તેમ કરૂં.

એટલામાં ગાંજો ધોવાઈ રહ્યો ને નાથીઓ હજામ ચલમ તૈયાર કરી લાવ્યો, ને શિવગરને આપી.

**શિવગરઃ–બોમ, બોમ, બોમ, ગીરનારી ગફાવાલી માતંગી કેસરી વાલી, બોમ, બોમ, શંકર.**

ગાંજો ફુંકતાં ચલમમાં ભડકો થયો, ને મહારાજે શિવલાલને ચલમ આપી.

ભૂખણઃ–ગાંજાની તો ઓર મઝા, આખો દહાડો થાકયા પછી એકાદવાર ચલમ પીઊછું કે આરામ!

શિવગરઃ–સુન બચ્ચા! **જે ન પીવે ગાંજેકી કલી, સો લડકેસે લડકી ભલી.** સુન્યા બચ્ચા ગાંજેકા શાસ્ત્ર તો અપાર હે, એહી તો શંકર કે પ્યાલે હેં, ઈસકી નિંદા કરનાર સાલે નર્કમાંજ જાવેગા.

શિવલાલે, ભૂખણને, પછી રમણ અને નાથીઆને એક એક પછી એકે ચલમ આપીને બધા ગાંજો પી તેમની અક્કલ ઉપર ગોટા કાઢી તરબતર થયા.

શિવગરે રમણીકને દોરો આપ્યો ને તે કાન્તાને હાથે બાંધવાને ફરમાવી સૌ સભા વીસર્જન થઇ. રમણીક પણ ઘર તરફ ચાલ્યો.

આહા પ્રભુ! ધર્મને ધારણ કરનારા તત્ત્વજ્ઞાની સાધુઓ ક્યાં ને આ આપ મતલબી જોગટો શિવગર ક્યાં? વાંચક આવા ધુતારા ઢોંગી જોગટાઓએજ આ હિંદની પાયમાલી કરવામાં મદદ કરી છે. પ્રભુ પ્રભુ! એ દુષ્ટો, લાંબાં ટીલાં કરી લોકોને ઘેર સિતારામ બોલી મફતનો આટો પડાવીને તેમનુંજ બુરૂ તાકનારા, જુવાનોને ખોટે રસ્તે લેઈ જનારા, સાધુનું નામ લજવનારા સાધુડાઓ, તમને ધિક્કાર છે.

# પ્રકરણ ૩ જું.



## કલહ મીમાંસા.

**यत्रनार्यस्तु पुज्यंते रमंते तत्र देवता:**

મનુ મહારાજ.

ઉપરના મનુ મહારાજના વચનથી ખરેખર વિરૂદ્ધજ આચરણ આપણી કથાની નાયક કાન્તાના સ્વસુર પક્ષમાં ચાલતું હતું. કાન્તાગૌરીની સાસુનું નામ દિવાળીબાઈ હતું; તેમના પિયેરમાં કોઇ નહિ હોવાથી તેમના બાપની મીલકતનાં વારસ પણ દિવાળીબાજ હતાં. રમણીકલાલના બાપ મોતીલાલ સાધારણ દુકાન ચલાવી તથા થોડી ઘણી જમીન હતી તે ઉપર દેખરેખ રાખી ભાગે વવરાવી ઘરખર્ચ ચલાવતા. આણુધારી દિવાળીબાઇના બાપની મીલકત આવવાથી તેમના મનમાં પણ દિવાળીબાઇ માટે માન વધ્યું હતું. દિવાળીબાઇને ફર્જનમાં એક દીકરી ને બે દીકરા હતા. દીકરીનું નામ ચંચળ હતું ને દીકરાઓમાં આપણી કથાનો નાયક રમણીકલાલ તથા નાનો છ વરસનો કીકોભાઇ હતો. કીકાને આજે નિશાળમાં રવિવાર હોવાથી રજા હતી તેથી આમ તેમ કુદતો કુદતો ફરતો હતો તેવામાં દિવાળીબાએ હાંક મારી.

દિવાળીબા:—કીકાભાઇ! લાવ તારાં કપડાં આજે ધોવાનાં છે. પેલું પહેરણ પહેર ને બાકીનાં બધાં કાઢી આપ.

કીકાભાઇ:-બસ, જા અમારે કાંઈ નથી ધોવાં હું તો આ રમવાને ચાલ્યો.

દિવાળીબા:-અલ્યા તોફાની કાઢ ઝટ લૂગડાં નહિ તો હમણાં મણુનો છ પાંચશેર કરી નાખીશ. આમ આવ, દિવાળીબાએ આંખમાં ખાલી રોશ આણીને કહ્યું:-

કીકાભાઇ આથી બીએ તેવો નહોતો, તેવા બનાવ તો તેની નજરે પા પા કલાકે જોવામાં આવતા હતા. તે તો બસ બસ, જા નથી આપતા કહી ચાલી ગયો ને કુતરાંઓ સાથે રમતમાં પડયો.

દિવાળીબા:-અલી કાન્તા! તું શું કરે છે?

કાન્તા:-બા, હું રાંધું છું.

દિવાળીબા:-રાંધવામાં ઉતાવળ કરો! હજુ સુધી શું કરો છો? બાર તો વાગવા આવ્યા! કયાં સુધી બધાં ભૂખે મરીએ? વાંચક! હજુ ઘડીઆળમાં નવ પણ થયા નહોતા; પણ વૈરીક સ્વભાવ પ્રમાણે દિવાળીબાઇએ કહ્યું.

કાન્તા:-બા દાળમાં મસાલો નાખી રહી છું, ભાત થયો છે ને રોટલી વણું છું તમો બધાં ન્હાસો ત્યાં સુધીમાં તૈયાર થશે.

દિવાળીબા:-પ્રથમ પહેલાં ખાવાનું થયા સિવાય ન્હાહી ન્હાહીને શું પાટલે બેસવું છે? હજુ રાંધી તો રહી નથી ને ન્હાવાની ઉતાવળ કરે છે.

કાન્તા:-( બીતાં બીતાં ) ચંચળબા! ઓ ચંચળબા! મને પેલા તાકામાંથી એક વાડકીમાં ઘી કહાડી આપશો?

ચંચળ:-શું તારા બાપના કાંઇ ચાકર છીએ? લ્યો જોયું!

શેઠાણી રાંધે ને ચાકર કામ કરે ? લેને હાથે, શું કાંઇ હાથે ખીલી ઓ તો ફુટી નથી નીકળી ?

કાન્તા:–બ્હેન ! ભલે નહિ આપો તો; પણ નકામું વધારે શા માટે બોલો છો ને સતાવો છો ? મેં એવાં શાં પાપ કર્યાં હોય તે મને તેવી ખીલીઓ નીકળે ! ?

ચંચળ:–જો અલી ! બોલે છે તે ? શું ત્યારે અમે પાપીલાં કે અમને ખીલીઓ નીકળે ! રાંડ દુત્તી, જો બોલે છે તે, કોઈ તો જાણે તે કેવીએ શાણી સીતા હશે ને બોલે છે કેવું ?

બા ! ઓ બા ! જો આ તારી વહુ આજકાલ તો જાણો છો ને ? ભાઈના રાજા ભાભી ને નણંદ બિચારી આઘી જો આ બોલે છે તે ? ચંચળે તેની મા દિવાળીબાને ઉદ્દેશીને કહ્યું.

દિવાળીબા:–ચંચળ ! શું છે ?

ચંચળ:–જો આ તારી વહુ ! અમે અહિં રહીએ છીએ તે આ રાંડ દુત્તીને ખુંચે છે. બા હું તો આ ચાલી મારે ઘેર ! હવે અમારો અધિકાર ગયો, ને ભાઇ પણ ભાભીનો થયો. વળી માબાપ ઘરડાં થઇ ગયાં, ને ભાભીનાં રાજ્ય અહિં થયાં. મને કહેછે કે તમને ખીલી નીકળે. બા ! મારે હાથે ખીલીઓ ઉગાડવી હોય ત્યારે અહિં રહું ને, હું તો આ ચાલી મારે ઘેર !

દિવાળીબા:–અલી કાન્તા ! રાંડ વાંઝણી, તારા બાપનું મારી છોડીએ શું બગાડયું છે ! કે તેની પાછળ પડી છે. એના બાપની વહુ ઘરમાં આવી છે ત્યારથી જંપવાજ દેતી નથી. ઘડીકમાં મારી સાથે તો ઘડીકમાં છોડી સાથે બાઝયા વિના તેને ગમતું જ નથી.

કાન્તા:–બા ! મેં કાંઇ ચંચળબાને કહ્યું નથી, ફક્ત મારા હાથ એંઠા હોવાથી મેં તેમની પાસે ઘીની વાડકી માગી; પણ તેમણે મને "હાથે ખીલીઓ નીકળી છે તે હું આપું" એમ બોલી વાડકી આપી નહિ ને ઉલટાં મારો વાંક કાઢી બાઝે છે. મેં તો તેમને કાંઇ પણ કહ્યું નથી; પણ નકામાં મારા માથે ઢોળી પાડે છે. ભાઈશાબ, આ વખતે હું તો કાંઇ બોલીજ નથી; નકામું મારા ઉપર આટલો બધો જુલમ શા માટે કરો છો, આટલું બોલતાંજ આંખમાં આંસુ ભરાઈ આવ્યાં ને ડુસકાં ખાતે ખાતે પાછળના શબ્દો બોલી.

દિવાળીબા:–જોને ફંદ કરવા લાગી; શું તારા રડવાથી અમે બ્હી જઇશું, જોને રાંડ ઉલતી બાઝની જાય છે ને વળી ફંદ કરતી જાય છે; લોક તો જાણે કે કેટલાએ દુ:ખમાં ડુબી હશે. થાકયાં બાપ ! આવા ફંદ તો તનેજ આવડે.

ચંચળ:–આટલી બધી તીસમારખાંની છોડી હતી તો તારા બાપને કહીએ નહિ કે નણદો સાસુ વિનાનું ઘર જુવે, રાંડને કાખમાં વાળવા કાંચળી તો બાપે આપી નથી, ને વળી પતરાજી કરે છે.

વાંચક કાન્તાનાથી ઝાઝાં મ્હેણાં સહન થઈ ન શકવાથી અને ખરેખરો ડુમો ભરાઈ જવાથી રોઇ જવાયું ને ચોધાર આંસુડે રડવા માંડયું.

દિવાળીબા:–અલી ચંચળ ઝાલ રાંડને જોને ફંદ કરે છે તે, ઉચકીને લે ઘરમાં એને આજે ફંદ કરવાનું ભુલવાડીએ.

વાંચક ! ચંચળે પગ ને દીવાળીબાએ માથું એમ પકડી કાન્તાને ઓરડામાં લીધી, ને રાંડ, વાંઝણી, એમ કહી ગડદા ને

પાટુઓથી નવરાવી દીધી. કાન્તા એક તો ગભરાઈ ગએલી ને ઉપર સખત માર પડવાથી તદ્દન બે ભાન થઈ ગઇ; ને મુડદા જેવી સ્થિતિમાં પડી રહી.

દિવાળીબા:–અલી ચંચળ; આ રાંડ કેમ બોલતી નથી, રખે મરી ગઈ ન હોય?

ચંચળ:–બા એ તો રાંડ ઢોંગી છે, કુત્તીને આવા ફંદ બહુ આવડે છે.

દિવાળીબા:–મરવા દે રાંડને, ચાલ મરી જશે તો માંદી થઈ કે સાપ કરડયો કહી સળગાવી મુકીશું; પણ ચાલ વખતે મરી જાય તો આપણે ભૂખે મરવું પડશે માટે ખાઇ લઇએ.

વાંચક, કાન્તાને ઓરડામાં પડતીજ મૂકી ઓરડો ખાલી વારયો ને બધાં ખાવામાં રોકાયાં; એવામાં રમણીક તથા મોતીલાલ પણ આવી ચઢયા ને ખાઈ તે પણ સૌ સૌને ઠેકાણે રવાના થયા. દિવાળીબાએ તથા ચંચળે બનેલી વાત કોઇને પણ જણાવી નહિ કારણ કે કાન્તા મરી ગઇ હોય તો તે વાતમાં તેમના માથે દોષ આવે માટે વાત છુપાવી દિવાળીબાએ તથા ચંચળે ખાઇ પી એંઠવાડ ચોકમાં પડતો મુકી મેઢા ઉપર ચઢી વાતો કરવા માંડી; કાન્તાની કોઇએ દરકાર કરી નહિ.

અરેરે! ઓ પ્રભુ! જ્યાં પુત્રવધુઓની આવી કીંમત હોય ત્યાં સંપ દેવી ને સુખરૂપી સૂર્ય કેવી રીતે રહે. ખરેખર ધિક્કાર છે આવી સાસુઓને કે જે વહુઓના ઉપર રોફ ચલાવવા ધારે છે. પોતે દુ:ખ ભોગવ્યું હોય તે યાદ લાવી પોતાની વહુને તેથી પણ વધારે રીબાવવી એવું ધારનારી સાસુઓ આ દુનિઆમાંથી

ક્યારે નાશ થશે ! ! પ્રભુ દયા કર, દયા કર, ને આવાં કાચ્યાં ને કુમળાં ફુળો ઘાણીમાં પીલાતાં બચાવ.

કાન્તાના ઓરડામાં નાનું જાળીઉં હતું તેનો પ્રકાશ કાન્તાના મુખ ઉપર પડતો હતો તેથી ધીમે ધીમે બે ત્રણ કલાકે સાવધ થઇ. હાશ, ઓયવોય ! ઓ પ્રભુ, કરી બેઠી થઈ. બેઠાં થતાંની સાથે પોતાના શરીરનાં હાડકાં વધારે સખત મારથી દુઃખતાં જણાયાં ને અંતે ફરીથી બિચારી રોઈ પડી. ખુબ રોઇ કકળી. આ હિન્દુ સંસારના રીવાજ ઉપર તીરસ્કાર વરસાવી અંતે બિચારી આંસુ લુછી ઉભી થઇ, બહાર આવીને જુવે છે તો ઘડીઆળમાં ત્રણ થયા હતા. રસોડામાં જુવે છે તો ખાવાને માટે કાંઇ હતું નહિ; ચોકમાં ત્રણ ડઝન વાસણો એઠાં પડેલાં હતાં, કૂલિન માબાપની કૂલિન કાન્તા બિચારી ભૂખીને ભૂખી વાસણ માંજવાને માટે બેઠી.

વાસણનો ખડખડાટ સાંભળો ચંચળ છાનીમાની આવીને જોઇ ગઇ ને તેની બાને કહેવા લાગી.

ચંચળઃ—બા જો, રાંડ ઉઠી છે, ને વાસણ માંજવા બેઠી છે. જો કેવી ધુતારી, જાણે મરી ગઇ, તેવી થઇ ગઇ હતી ખરી કે ?

દિવાળીબાઃ- જા એ રાંડને કહે કે હીંચકા ઉપર ધોવાનાં લુગડાં છે તે ઘેર ધોઇ નાખે; પછી ચાલ આપણે દર્શન કરવાને મોડું થશે તો દર્શન બંધ થશે.

ચંચળઃ—અલી કાન્તા ! પેલા હીંચકા ઉપર લુગડાં છે તે ઘેર ધોઇ નાખજે, અમે દર્શન કરવાને મંદીરમાં જઇએ છીએ; એમ કહી ચંચળ તથા દિવાળીબા દર્શન કરવાને મંદિર તરફ રવાના થયાં.

# પ્રકરણ ૪ થું.

## કાશીની યાત્રા કે લોભની માત્રા.

દગલબાજી સ્નેહિ કેવું,
હું છું ત્હારો વદતું એવું;
પણ કસોટી એ કથીર જેવું,
ત્યાં શું ? લેવું દેવું. **કાસાર.**

રમણીકલાલઃ—કાન્તા આમ આવ, લે જો આ એક દોરો હું લાવ્યો છું; તે તારે હાથે બાંધ, તેથી તારી બુદ્ધિ સુધરશે ને વઢવાડ થશે નહિ. જો હવે વઢવાડ કરીશ નહિ હો, લે.

કાન્તાઃ—પ્રભુ ! હું તો હમેશાં સલાહ સંપનેજ ઇચ્છું છું, છતાં જો આપને મારો વાંક જણાતો હોય ને જો હું તમને કંટાળા રૂપ જણાતી હોઉં તો મને તમારા હાથેજ મારી નાખો, આટલું બોલતાંજ કાન્તા રોઇ પડી.

રમણીકલાલઃ—જો પાછી ફંદ કરે છે ! લે આ દોરો બાંધ.

વાચક ! કાન્તા દોરો લેછે ને હાથે બાંધે છે અને મનમાં વિચાર કરે છે કેઃ—અહા, પરમાત્મા ! સચરાચર વ્યાપી પ્રભુ ! આ મારા કયા જનમનાં પાપ નડતાં હશે. અહા ! મારે માટે સાસુ, નણંદ, સ્વામી બધાંઓનો ખોટોજ મત. અહા પ્રભુ ! હવે હું શું કરૂં તો સાસુ તથા આ સ્વામીની પ્રીતિ મેળવી શકું ?

રમણીકલાલ:–જા, હવે કંકાશ કરીશ નહિ; જો લાવ પેલી પેટી ને બીડી.

કાન્તા બીડી તથા પેટી આપે છે, રમણીક બીડી સળગાવી પીતો પીતો બહાર ફરવા જાય છે તેવામાં દિવાળીબા તથા ચંચળ પ્રવેશ કરે છે.

દિવાળીબા:–અલ્યા રમણિક! સાંભળ, આ તારી રાંડ ને તું બંને જણાં જુદાં રહો, હવે મારે એ વહુ ઘરમાં ન જોઇએ. જો, આજે મારી એકની એક દીકરી ચંચળને તેણે ન કહેવાય તેવાં વચનો કહ્યાં ને રાંડ આજે ખુબ બાઝી. ચંચળ આજે રિસાઇને તેને સાસરે જતી રહેતી હતી, તે પરાણે રાખી છે. બા આવી વહુ મારે ન જોઇએ.

ચંચળ:–બા, ભાઇ પણ ભાભીથી દબાઈ ગયેલો છે તેને બ્હેન કરતાં બાઇડી વધારે છે બા!

રમણીકલાલ:–શું એ રાંડ આજે પણ તમારી સાથે બાઝી!

ચંચળ:–અરે શું જાણે મારી પિતરાણી ન હોય.

આ વાત સાંભળી રમણીકનો પિત્તો ઉકળી ગયો. અક્કલનો ઇસ્કોતરો ખીજાઈ ગયો, અને એકદમ કાન્તાનો હાથ ઝાલી ઘસડતી ઘરમાં લઈ ગયો, અને સોટીએ ને સોટીએ મારવા લાગ્યો. વચમાં બોલતો જાય કે, રાંડ મારી બેનને તું કહેનાર કોણ એમ બોલતો તાલ પ્રમાણે સોટીઓ છોડતો જાય. આખરે નેતરની સોટી કાન્તાની કારમી ચીસોથી ફાટી ત્યારે રમણીકના હાથમાંથી તે સોટી દૂર થઈ. છેવટે લાતો, ગડદાથી પણ વધાવી.

બહાર ચંચળ તથા દિવાળીબા "મારવાદે રાંડને" એમ બોલતાં જાય ને સામા સામી હસતાં જાય–અહા પ્રભુ! અન્યનું દુઃખ મુર્ખ મનુષ્યો શી રીતે જાણી શકે. કાન્તા ચીસેચીસો પાડવા લાગી, આખરે રમણીક "ખબરદાર, જો હવેથી મારી બેનને કાંઇ કહ્યું છે તો" એમ બોલી ઘરબાર ચાલી ગયો. કાન્તાના શરીર ઉપર સોળ ઉપર સોળ ઉઠી ગયા. વાંચક! આ વખતે નીચેની કડીઓ યાદ આવે છેઃ–

પડયા તમ પીંજરા માંહી, નહિ અમ જોર તો ચાલે,
ભલે તમ ચાહ્ય સો કરજો, ભલે જખમી કરો ભાલે.
નહિ અમ ટેવ ભસવાની નહિ અમ ટેવ બકવાની,
અમારી ટેવ રૂડી છે સહન દુઃખોજ કરવાની.
સહન કરશું અને રડશું છુપી રીતે અરે છાના,
તમોને નહિ જણાવાશું સહન કરવા તણા ચાળા.
તમારી સહસ્ત્ર તલવારો ભલે નાગી કરી મારો,
હમારો રામ બેલી છે ભલે મારો ન ઉગારો.
સહન કરીને પુરી કરશું મહેમાની દુનિઆની,
ખરેખર તાહરે તારી શહસ્ત્રો ધુળ મળવાની.
સહન કરતાં સમય જાશે અમારી મુન્સફી તે છે,
થઈ દુખી, સુખી કરશું હમારો રાહ ન્યારો છે.
અમે સહીશું મુગે મ્હોડે હમારો રામ બેલી છે,
ખરો ઇન્સાફ તે દેશે અમે આંખો મીચેલી છે.

**कासार.**

રમણીકલાલ કાન્તાને કચરધાણ કરી શિવગર મહારાજ પાસે રવાના થયો.

શિવગર:-અચ્યા રમણીક, ક્યું ઉદ્દાસ હે ?

રમણીકલાલ:-મહારાજ ! હવે તો એ રાંડથી હું થાકયો. આજે પણ ખરેખરો કંકાસ કર્યો ને મારી બેન ચંચળને ગાળો દીધી.

શિવગર:-અચ્યા ભાઇ હવે તો હું કહું તેમ તું કર એ રંડી હવે બરાબર કર્યા સિવાય પાંસરી નહિ થાવેગા, અડધી ઢેડ ગુજરાતીમાં કહ્યું.

રમણીકલાલ:-હાજી ! હવે તો તેનો કાંઇક ખરેખરો ઉપાય કરો તો સારૂં થાય.

શિવગર:-જો તું મારી સાથે કાશીએ જાત્રા કરવાને આવે તો પછી ઘેર તારી બા તથા ચંચળ તેને પાંસરી કરશે, ને તું તેને દુ:ખે જતો રહ્યો છે એવાં મ્હેણાં સાંભળી લોક લાજે ઠેકાણે આવશે પણ તારે કોઇને કહેવું નહિ ને છાનુંમાનુજ આપણે કાશીએ જવું તો તારૂં કામ સુધરે.

રમણીકલાલ:-બાપજી ! તમે કહી તે યુક્તિ તો ઠીક છે; પણ તે મુસાફરીમાં પૈસા જોઇએ તેનુ કેમ થાય ?

શિવગર:-રૂપિયા તો પાંચસેંજ જોઇએ. તેનુ ગમેતેમ કરી તું લાવ, નહિ તો રમણીક ! યાદ રાખજે કે તારી આ તકરાર મટવાની નથી; વળી આગળ જતાં તારા જીવનું પણ જોખમ બી આમાંથી થવા સંભવ છે ! સમજયો ?

રમણીકલાલ:-બાપજી ! રૂપીઆ તો મારા બાપ મને ન આપે ને મારી પાસે તો પાઈ પણ નથી.

શિવગર:-આવડો મોટો થયો પણ પોલિટીકલ ન થયો. તારા બાપ કહ્યથ આપે તો પણ તેમને તો કોઇને જણાવવાનું નહિજ. આવાં કામ તો મેં હજારો કર્યાં છે. સાંભળ:-જો તારી બાઇડીનાં ઘરેણાં છે, તે લાવ. આપણે આગળ વટાવીશું સમજ્યો. એ શાંડને બરાબર ખબર પાડવી; પણ ગમે તે બ્હાનું કાઢી તેને છેતરીને લાવવાનાં છે હો! જો તે આપણી કાશીએ જવાની વાત જાણી જશે તો પછી બધી બાજી ધુળ, અને તારે તો હતું તેનું તેજ રહેશે!

રમણીકલાલ:-ઠીક ઠીક, બાપજી! તમે તો બહુજ પોલિટીકલ છોજી; બારોબાર પરભારી ફતેહ. ચાલો હું ગમે તે યુક્તિ કરીને ઘરેણાં લાવું છું; પણ બોલો આપણે ક્યારે અહિંથી નીકળીશું?

શિવગર:-રમણીક! શુભ કામ કરવામાં શુકન નહિ. જો આજ રાત્રેજ તારે ઘરેણાં લાવવાં ને આજેજ પરોઢીએ અહિંથી આપણે પલાયન, કેમ?

રમણીકલાલ:-હાજી, બરાબર, ચાલો હું જાઉં છું ને રાત્રે બરાબર બે વાગે આવીશ.

વાંચક! રમણીક ઘેર આવ્યો વાળુ કરી સૂવાના ઓરડામાં ગયો. ઘરનું કામકાજ કરી પરવારી મોડી રાત્રે કાન્તા આવી, રમણીક આજે તો કાન્તાની રાહ જોતોજ હતો; કાન્તાને જોતાંજ રમણીક ઉભો થયો, ને "ઓ મારી પ્યારી!" કરી બાથમાં લીધી ને બચ્ચીઓ કરવા લાગ્યો. કાન્તાનો તો આજે સોનાનો સૂર્ય ઉગ્યો. કદી નહિ ને આજે આ મારા નસીબે આવું સુખ ક્યાંથી?

એમ વિચારવા લાગી.

રમણીકલાલ:–પ્યારી ! આજે એક નવીન સમાચાર લાવ્યો છું; કાલે સવારે પાંચ વાગે ઉપડતી ટ્રેનમાં ચુનીભાઈના દીકરા મગનલાલની જાને આપણે બંને જણુને જવાનું છે માટે તારાં ઘરેણાં લૂગડાં તૈયાર કરીને એક ટ્રંકમાં ભર. કેમ ? આપણે બંને જણુ જઈશું ને ? કાન્તાને છેતરવાનો ફંદ રચ્યો.

કાન્તા:–હાજી, હું આપની સાથે આવવાને તૈયાર છું.

રમણીકલાલ:–ઠીક, તો જા તારાં ઘરેણાં લૂગડાં તૈયાર કર.

કાન્તા આ કંકાસમાંથી બે ચાર દિવસ બચીશું એમ ધારી લૂગડાં તથા ઘરેણાંનો ડબ્બો લઇને આવી ! બધું એક ટ્રંકમાં ભર્યું. ઘરેણાંના ડબ્બામાં એક મોહનમાળા, હીરાકંઠી, બેરખી, નાગરસાઈ સાંકળાં, કડુ તથા વીંટી હતાં ! તે દાબડો પણ ટ્રંકમાં મૂકયો. રમણીકે કુંચી પોતાની પાસે માગી લીધી અને તેઓ સૂઈ રહ્યાં ! રમણીક ઉંઘવાનો ડોળ કરી નસકોરાં બોલાવવા મંડયો. કાન્તા પણ પતિ ઉંઘી ગયા ધારીને તે પણ સૂઇ રહી ને થોડીક મીનીટમાં ઉંઘી ગઈ. બરાબર રાત્રીના બે વાગે રમણીક ઉઠયો અને ટ્રંક ઉઘાડી ! ઘરેણાંનો દાબડો લીધો ને સિદ્ધનાથ મહાદેવમાં શિવગર મહારાજ પાસે ચાલ્યો. શિવગર પણ તૈયારજ હતો તેથી બંને જણા પલાયન કરી ગયા.

ચાલતાં ચાલતાં બહુ દૂર ગયા, આખરે પ્રભાત થયું દિવસ ઉગ્યો, નવ વાગ્યા ને બાર પણ વાગ્યા ત્યાં સુધી ચાલ્યાજ કર્યું. આખરે એક ગામ આવ્યું ને તેની ધર્મશાળામાં મુકામ કર્યો.

રમણીક:–મહારાજ ! હવે તો ભૂખ બહુ લાગી છે.

શિવગર:—જો મેં સદાવૃત લેવા જાઉછું,. તુમ બી મેરી સાથે ચાલ, પછી રોટી બનાવી ખાવેગા.

રમણીક ગૃહસ્થને છોકરો, સદાવૃત લેવાને જરા અચકાયો તો ખરો પણુ શિવગર મહારાજના આગ્રહ આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ ને આખરે ભિખારીને બહાને સદાવૃત લેઈ આવ્યા, રોટી બનાવી ખાધું. આખરે આખો દિવસ ને રાત્રીના ઉજાગરાથી રમણીક પથારીમાં પડયો ને ઉંઘી ગયો. શિવગર બાવો લાગ મળ્યો છે જાણી રમણીકનો ઘરાણાનો દાબડો લેઇ રમણીકને ત્યાં ઉંઘતો મુકીનેજ પલાયન કરી ગયો. કહ્યું છે કે:—

લુચ્ચા ના થાય આપણા કુચા ના થાય હીર;
વેશ્યા ના થાય પદમણી, પેંજારો ના થાય પીર.

# પ્રકરણ ૫ મું.



## પતિ વિરહ.



લગાડી મોહની પ્યારા, કઠિન હૈયું કર્યું શાને;
અહોહો નાથ કપટીરે, બલિહારી તમારી છે.
સ્મૃતિ છે એજ મુખડાની ન દેખી હું દુખી છું રે;
ગૃહી જો બાંહ્ય તો લજ્યા તમારાંની તમોને છે.
બકું છું હું તમે માનો, જીગરમાં ઘા મને ઉંડા;
ઉમળકા આ હૃદયના હા કહો કયાં ઠાલવું ફાડી.

કલાપિ.

પ્રાત:કાળનો સમય થયો છે, પક્ષીઓ ચારો શોધવાને આમ તેમ ઉડતાં ઉડતાં કલરવ કરતાં અહીંથી તહીં ચાલ્યાં જાય છે, પૂર્વ દિશામાં સવિતા દેવીની પધરામણી માટે કેશરીઓ રંગ ઉડી રહ્યો છે. એવા સમયમાં કાન્તાની આંખ ઉઘડી ને જય સચ્ચિદાનંદ પ્રભુ કહી પથારીમાંથી બેઠી થઇ, ને જુવે છે તો રમણીકને જોયો નહિ, તથા ટ્રંક પણ ઉઘાડો હતો. કાન્તાએ ટ્રંકમાં જોયું તો ઘરેણાંનો દાબડો દીઠો નહિ; અહો! પ્રભુ અત્યારના પહોરમાં મારા પતિ કયાં ગયા હશે? ને ટ્રંક પણ ઉઘાડી છે; અંદર ઘરેણાનો દાબડો હતો તે નથી તો આ શો બનાવ બન્યો હશે એમ વિચાર કરતી કાન્તા આખરે નીચે ઉતરી ત્યારે દિવાળીબાઇ પથારીમાં પડયાં પડયાં હે રામ, હે રામ, કરી પરભાતીઆં લલકારતાં હતાં. કાન્તાને વિચાર આવ્યો કે બનેલી વાત

બાને કહું પણ હમણાં કયાંક ગયા હશે ને આવશે માટે નકામું ધાંધલ ન કરવું તેમ ધારી ઘરના કામકાજમાં વળગી.

સવાર થયું, આઠ વાગ્યા, નવ થયા, પણ રમણીકલાલનાં દર્શન કાન્તાને થયાં નહિ તેથી કાન્તા અધિરી થઈ ને દિવાળી-બાની પાસે જઈ ને ધીમેથી બોલી. બા! મગનભાઈની જાન ગઇ કે શું ?

દિવાળીબા:-શાની જાન ? કયા મગનભાઇની ? રાંડ જાન જાન શાની, ભાન દઇને કામ કરને; ઉચ્છૃંખલ જવાબ સાસુએ દીધો.

કાન્તા:-બા! મેઢા ઉપર તો આજે કોઇએ સુતું નથી, વળી મારો ઘરેણાનો દાબડો પણ ટ્રંકમાં મૂકયો હતો, તે પણ નથી ને ટ્રંક ઉઘાડી પડી છે-શરમાતે શરમાતે કચવાતે મને કહ્યું.

દિવાળીબા:-હેં શું બોલે છે! ઘરેણાનો દાબડો શાનો ? શું રમણીક મેઢા ઉપર સૂતો નથી ?

કાન્તા:-ના બા, મને રાત્રે કહેતા હતા કે સવારે મગન-ભાઈની જાન જવાની છે, તેથી અમો લુગડાં ઘરેણાંની ટ્રંક તૈયાર કરી સુઇ રહ્યાં હતાં, ને સવારે તો તે પણ નથી ને ઘરેણાંનો દાબડો પણ નથી.

હાય હાય! રમણીક કયાં ગયો ? રાંડ તારાંજ કાંઇક કાર-સ્તાન હશે; મારો છોકરો મને પૂછયા સિવાય એક ડગલું પણ ભરે નહિ. બોલ સાચું, કયાં ગયો મારો છોકરો ? દિવાળીબાએ ગુસ્સાથી કહ્યું.

કાન્તા:-( દયાર્દ્ર મૂખે ) બા હું તો ઉંઘી ગઇ હતી, મને તે કયાં ગયા તેની કાંઈ પણ ખબર નથી.

એવામાં મોતીલાલ ઘેર આવ્યા; રમણીક તથા ઘરેણાં ગુમ થયાની વાત જાણી તે ઘણાજ દિલગીર થયા ને માથું કુટવા લાગ્યા પણ શું વળે.

આમથી તેમ બધે મોતીલાલ ફરી વળ્યા. જ્યાં ને ત્યાં માણુસો દોડાવ્યાં પણ રમણીકનો પત્તો ક્યાંઇ મળ્યો નહિ; આખરે નીરાશ થઈ ઘેર આવ્યા.

મોતીલાલઃ—ઓ પ્રભુ! મારૂં રાંકનું રતન મારો પુત્ર ક્યાં ગયો? હાય! હવે મારે શું કરવું? એમ કહી વિલાપ કરવા લાગ્યા.

દિવાળીબાઇ:—તમે આ રાંડને ઘરમાં લાવ્યા છો ત્યારનું સુખ તો સ્વપ્ને પણ દીઠુંજ નહિ; આખરે મારો પુત્ર ગયો. એ રાંડ બધું જાણે છે પણ કહેતી નથી; તેનો કંકાસજ નડયો. હાય હાય, મારો છોકરો ક્યાં ગયો!? કાંઈ આપહત્યા કરશે તો હું અભાગણી શું મોં બતાવીશ, એમ વિલાપ કરવા લાગી.

મોતીલાલઃ—રાંડ અભાગણી, આમાં કાન્તા વહુનો વાંક નથી; તારા કંકાસથીજ આ પરિણામ આવ્યું છે; તું કુભારજા કોઇને ઘરમાં જંપવા દેતી નથી તે હવે મને બરાબર સમજાયું. કાન્તા વહુને પણ તું સુખે રહેવા દેતી નથી. રાંડ હવે તારૂં તું સંભાળજે હું તો આ ચાલ્યો, હવે તમારે ને અમારે રામ રામ.

દિવાળીબાઈએ પોતાના ઉપર બધો વાંક આવી પડયો જાણી બહુ ગુસ્સે થયાં હતાં તેથી કાંઇ બોલ્યાં નહિ ને મોતીલાલ ઘેરથી ચાલી નીકળ્યા.

હવે દીવાળીબાઇ કાન્તા ઉપર તુટી પડયાં. અલી ચંચળ, જોને આ રાંડ બધાંને પજવે છે ને લજવે છે કોકને, તારા બાપ

પણ વળી તેનું ઉપરાણુ લે છે એટલે હવે કાંઇ બાકી! દિવાળીબાઇ તેમની દીકરી ચંચળના સામું જોઇને બોલ્યાં.

ચંચળઃ—અલી લુચ્ચી કાન્તુડી, બોલને ઝટ તારો રોચો ક્યાં ગયો છે, જોને બેઠી છે તે, રાંડને કાંઈ ધણી ગયાનું લાગે છે? એમ બોલી કાન્તાને તેણે એક થપ્પડ લગાવી દીધી.

વાચક! આ વખતે કાન્તા પતિના અદૃશ્ય થવાથી તથા સસરાજીના ખીજાઇને જવાથી ઘણીજ દુઃખી સ્થિતિમાં બેભાન જેવી થઇને બેઠી હતી, તેવામાં ઓચિંતી થપ્પડ વાગવાથી બેભાન થઇને ચતીપાટ પડી ગઈ.

દિવાળીબાઇઃ—અલી ચંચળી લે રાંડને ઘરમાં, જોને ઢોંગ કરે છે, તેને આપ બરાબર પુષ્પાંજલી.

ચંચળે તથા દિવાળીબાઇએ બેભાન થએલી કાન્તાને ઉંચકી ઘરમાં ઓરડામાં લીધી, ને બેભાન શરીરને મારનો વરસાદ વરસાવવા લાગ્યાં; આખરે જ્યારે હાથ દુખ્યા ત્યારે થાકીને બહાર આવી મા દીકરી બેઠાં. કાન્તાએ આખરે શુદ્ધિમાં આવીને પાસું ફેરવ્યું તો શરીર મારથી ચકચુર બની ગયું હતું. બિચારીનાથી ઉઠી શકાતું નહોતું; અંતે પરાણે પરાણે બેઠી થઇ. પોતાના નસીબનો વાંક કાઢી રડી, કકળી, આંસુની આહુતી આપી, આખરે આ ઘરને છેલ્લી સલામ કરી જવાનો વિચાર કરી ઉભી થઇ. પાણીઆરામાંથી લોટો લીધો ને બેકી જવાને બહાને મકાનને સલામ કરી ચાલી તે ચાલીજ.

વાચક! આવી રીતે આ આર્યભૂમીમાં કેટલી કુળવધુઓ પીડાતી હશે; અહા પ્રભુ! તું દયા કર દયા કર!!



# પ્રકરણ ૬ ઠું.

## ઘનઘોર રાત્રી.

આજે શ્રાવણ માસની કૃષ્ણ પક્ષની પંચમીની રાત્રી ચાલે છે, આકાશ વાદળાંથી છવાઈ ગયું છે, મ્હોં મ્હોંને સુઝતું નથી, ઝરમર ઝરમર વરસાદ ટપકે છે, ઝીણાં ઝીણાં તમરાંઓનો અવાજ સંભળાય છે, પવન સુસવાટા બંધ ફુંકાય છે. આવા ભયાનક સમયે એક યુવાન આમથી તેમ જંગલમાં અથડાતો નજરે પડે છે. આ યુવાનને રસ્તો સુઝતો નથી, વસ્ત્ર પલળી ગયાં છે, પાસે બીજું વસ્ત્ર પણ નથી, કે તે લપેટી શરીરની ગરમી સાચવી રાખે; આખરે ઘણોજ દિલગીર થઇ ગયો ને કલ્પાંત કરવા લાગ્યો:—

ઘન ઘોર પડી ગઇ રાત હવે !
નહિ સુઝતું થઈ ગઇ ઝાંખ હવે !
ગભરાઉં ઘણો ! દિલગીર થયો !
રડતો રડતો અથડાઇ પડયો !

પ્રભુ આંખ દીયો !
અંધકાર રમુ !
પ્રભુ પાંખ દીયો !
પરમારથ છું !

દિલગીર થયો ! હૃદયું ધડકે !
જઉં હાય કીયાં, મનડું છટકે !

હું બાળક ! તારક તું જ હવે !
ચોગમ દિશા ઘન ઘોર બને !
ચિન્તા ચટકે મનડું બળતું !
તુંજ પંથ વિષે મનડું ભળતું !
પણ હાય પ્રભુ વિકરાળ રને !
ઘન ઘોર પડી ગઇ રાત હવે !

પ્રભુ બાળક છું !
જગ નાયક તું !
તુજને ઘટતું !
નહિ ક્રુર થવું !

તુજ બાળક છું તુજ પાળ પિતા !
અસુરોથી બચાવી જેમ સીતા !
કરી વ્હાર પિતા પ્રભુ શાન્તિ ભરો !
રડતું હ્રદયું કરતું મજરો ! **कासार.**

આખરે એક ઝાડના આશ્રયે બેઠો. રાત્રી વધી ગઇ હતી વરસાદ હવે શાન્ત થયો હતો; પણ વીજળી હજુ ચમકારા કર્યે જતી હતી, આ યુવાનને પરિશ્રમ ઘણો થએલો હોવાથી આંખ મળી ગઇ ને ઘાડ નિદ્રામાં પડયો.

આ વખતે કાળસિંહ નામનો બહારવટીઓ જે તેનાં પાંચ સાત માણસો સાથે પોતાની ઇષ્ટદેવીને બળિદાન દેવાને માટે એકાદ માણસની શોધમાં નીકળી પડેલો હતો તે ત્યાં આવી પહોંચ્યો.

કાળસિંહ:—માનસિંહજી ! આ ઝાડ તળે કોઇ સુતું હોય તેમ જણાય છે. ચાલો તેને ઉઠાડી લ્યો. બોલો મેલડી માતકી

જય ! કામ પાર, હવે માતાજી મારા ઉપર પ્રસન્ન થશે, ને મને ઇચ્છયાં વરદાન આપશે.

અલ્યા એ, કોણ સુતું છે ? એક લાતના પ્રહારની સાથે માનસિંહે સુતેલા યુવાનને કહ્યું.

યુવાન અકસ્માત પ્રહારથી એકદમ જાગી ઉઠયો, ને બે બાકળો શું છે શું છે ? કહેવા લાગ્યો.

માનસિંહ:–( કાળસિંહના સામું જોઇ ) સરદાર સાહેબ ! ખરેખર કોઇ માણુસજ છે, ને જરૂર તેના બલિદાનથી માતાજી પ્રસન્ન થશે.

કાળસિંહ:–ચાલો, ચાલો, તેને ઉપાડી લ્યો.

આ હુકમ થતાંજ તેને બે ચાર માણુસોએ ઉપાડી લીધો. વાચક ! આ યુવાન બીજો કોઈ નહિ પણ આપણી કથાનો નાયક રમણીકજ હતો; તેને ઉંઘતો મુકી શિવગર બાવો ઘરેણાનો દાબડો લેઇ નાસી ગયો હતો ને ત્યાંથી રમણીક અથડાતો કુટાતો ઘણા દાવાનળ દુઃખોનો અનુભવ ભોગવી ઘણાં ઘણાં રાનો તથા પર્વતો, ખીણો, ભયાનક જંગલો વટાવી ઘણાજ દહાડે આ સ્થળે આવી પહોંચ્યો હતો, ને ઉપર જણાવેલી સ્થિતિમાં ઝાડ તળે સૂઇ ગયો હતો, તે કાળસિંહના સપાટામાં સપડાયો.

રમણીક:–ભાઇ સાહેબ ! મને કયાં લઇ જાઓ છો ? હું તો ગરીબ માણુસ છું, મેં કાંઇ તમારૂં બગાડયું નથી.

કાળસિંહ:–હવે છાનો માનો રહે ! તારા નસિબે તને ફસાવ્યો છે. અમે શું કરીએ, અમને તો જોઇતું હતું તે મળ્યું.

રમણીકઃ—સાહેબ! આપ કોણ છો ને મને કયાં લઈ જાઓ છો, તે તો મને કહેશો? હું દુઃખીને દુઃખ શા માટે આપોછો?

કાળસિંહઃ—જો ભાઇ અમારે ને તારે કાંઇ વે'ર નથી, પણ અમારી મેલડી માતા છે તેમને બલિદાન આપવાનું છે તેથી અમો એક માણુસની શોધમાં હતા તેટલામાં તું અમારા હાથે આવી ચઢયો. હવે તારૂં માતાને બલિદાન આપીશું. અમારે તો ગમે તે એક માણુસ જોઈતું હતું તે મળી ગયું.

રમણીક રડવા લાગ્યો. હવે મ્હોત પાસે આવ્યું ધારી તેના હાંજા ગગડી ગયા, ને હોશકોશ ઉડી ગયા. મા, બાપ અને કાન્તા જેવી કામિની, બધું યાદ આવવા લાગ્યું તેથી રોવા લાગ્યો.

કાળસિંહઃ-હુવે તારૂં રડવાથી કાંઇ પણ વળવાનું નથી. હવે તું એક અમારી ઈષ્ટદેવી મેલડી માતાનુંજ સ્મરણ કર, કે તને તેના ખપ્પરમાં અવિચળ કરે. સમજયો? માનસિંહજી, એને ગુરૂમહારાજ પાસે લેઇ જાઓ, હું સવારે આવીશ એમ કહી કાળસિંહ પોતાની રખાત મનમોહિની નામની ગુણકાને ઘેર ચાલી ગયો.

રમણીકને લેઇ માનસિંહ એક ટેકરી ઉપર ચઢયો, ત્યાંથી તેઓ એક મોટા ભોંયરામાં ઉતર્યા, ભોંયરામાં પથ્થરમાંથી કોરી કાઢેલાં પગથીઆં હતાં, આગળ જતાં એક તલાવ આવ્યું, આ તલાવ મોટા પર્વતોની ઉંચી ટેકરીઓની ખીણમાં આવેલું હતું; આગળ જતાં એક ચોગાનમાં નાની ઈંટોથી ચણેલી ઓરડી હતી ને એક સામે નાની દેરી હતી; તેમાં કાળસિંહજીની મેલડી માતા બિરાજતાં હતાં. ઓરડીની માંડવીમાં એક જટાધારી સાધુ બેઠો હતો.

તેની આગળ એક મ્હોટી ચલમ તથા ગાંજા સુકાની કોથળીઓ તથા એક મોટો ચિપીઓ પડેલાં હતાં; પડખે મોટી ત્રણ ચાર લાકડાંની હોળી સળગતી હતી.

ગુરૂ મહારાજકી જય ! એમ પોકારી માનસિંહ તથા તેનાં માણસો રમણીકને લેઇ દાખલ થયાં.

જય કરો બચ્ચા જય કરો ! કયું માનસિંહજી આ ગયે ? સાધુએ માનસિંહના સામી દ્રષ્ટિ ફેંકી કહ્યું.

જી, મહારાજ ! આપના આશિર્વાદથી કામ પાર પડયું છે, માનસિંહે જણાવ્યું.

બચ્ચા જોગ મૈયા કે પ્રતાપસેં કયા કામ કઠીન હો શકતે હેં. દેવીકી તો અલૌકિક ગતિહે; અચ્છા તુમ જે બલિદાન લાવ્યા હો તે હમારી પાસે લાવ. હમ ઇસકું નીરખેગા, જો ખોડ ખાંપણ-વાળા હોવે તો નહિ ચાલેગા સમજ્યા ? સાધુએ માનસિંહને જણાવ્યું.

જી મહારાજ ! "અલ્યા બલિદાન ! આમ આવ, ગુરૂ મહારાજને પગે લાગ્ય." માનસિંહે રમણીકને ઉદ્દેશીને કહ્યું.

રમણીક થરથર ધ્રુજતો આવ્યો અને ગુરૂજીને નમન કરી ઉભો રહ્યો. ગુરૂજી ઉભા થયા ને રમણીકને જોઇ વિચારમાં પડ્યા પણ કાંઇ બોલ્યા ચાલ્યા વિના બેસી ગયા.

અચ્છા ઠીક હે, બલિદાન તો. માનસિંહજી! સાધુએ કહ્યું.

અમારા ઉપર આપ દયાળુની કૃપા છે તો પછી અમને તે કામ કરતાં શી અડચણ પડે માનસિંહે જણાવ્યું.

ઠીક હવે તમો સૌ સૌને ઠેકાણે જાઓ. આ બલિદાનને પેલી માતાજીની ઓરડીમાં પૂરો અને આ તાળું વાસો, ને ઇસકી ચાવી ઇધર લાઇયો! સાધુએ માનસિંહને જણાવ્યું.

રમણીકને માતાના દેવળમાં પૂરવામાં આવ્યો ને માનસિંહ તથા તેના સાથીઓ સૌ સૌના ઠેકાણે ગયા.

વાંચક! આ ગુરૂજી આપે ઓળખ્યા હશે? તે બીજા કોઇ નહિ પણ તે રમણીકના ઘરાણાનો દાબડો હરણ કરનાર શિવગર બાવો પોતેજ હતો.

# પ્રકરણ ૭ મું.



## પ્રેમ મિલન.



આ સાચું ને કરીશ ત્યમ હું કાલથી એમ ભાઇ,
ભાવી જાણ્યા વિણ કયમ શકયો ? ગર્વના બોલ કાઢી;
ભોળો તું છે અનુભવ તને વિશ્વનો કાંઈ ના ના,
એવા બોલો કહીશ ફરી ના ! બોલતો ! ભૂલજે ના.

કલાપી.

આજે દિવાસાનો દિવસ છે, પ્રભાત થયું છે, સુંદર સરિતામાં સ્નાન કરી શિવાલય તરફ પ્રેમી ભક્તજનો આવતાં જણાય છે. ચારેકોર લીલોતર ઉગી નીકળી છે; સુંદર પ્રાણવાયુ ચલન વીલન કરી રહ્યો છે. કોઈ ભજન ગાય છે તો કોઈ પ્રભાત લલકારે છે તો કોઈ જય શિવ, જય શિવ, કરતા જાણે સાક્ષાત સાત્વીક વૃત્તિના ન હોય તેવાં જણાતાં ઘણાં માણસો શિવાલયના દરવાજામાંથી આવ જા કરી રહ્યાં છે, એવામાં દૂરથી કોઇ ગાડી આવતી જણાઇ. દેરાના પુજારીઓ તમામ આવનાર માણસોને માન આપવાને તૈયાર થઇ દરવાજા આગળ આવી ઉભા. ગાડી દરવાજા પાસે આવી. અંદરથી પુનમચંદ્ર પ્રધાન તેમની સ્ત્રી સુશીલા અને એક પંદર વર્ષની દીકરી કમળાગૌરી એમ ત્રણ જણ ઉતર્યાં. પુજારીઓએ નમસ્કાર કર્યા ને શિવાલયમાં તે ત્રિપુટી પસાર થઈ. આ શિવાલય નળેશ્વર મહાદેવના નામે ઓળખાતું હતું, ફરતાં ગામડાંના લોકોનું જાત્રાનું ધામ હતું. અષાડ વદ

અમાસ એટલે દિવાસાને દિવસે ત્યાં મેળો ભરાતો હતો; સાધારણ બજાર પણ ભરાતું હતું કારણ કે ત્યાં ફરતા ગામડાના વહેપારીઓ પોતાનો મેળાને અનુસરતો સામાન લઇને વેચવાની ખાતર આવતા હતા. પાસે સુંદર સરિતા વહેતી હતી. નદીમાં સ્નાન કરીને પછી બધાં લોકો નળેશ્વર મહાદેવનાં દર્શન કરી મેળામાં ફરી સાંજે ઘર તરફ જતાં હતાં. આ મેળો આખો દિવસ ચાલતો હતો; ફરતા દશબાર ગાઉના લોકો તથા રાજા રજવાડાઓ તમામ અહિં આવતા હતા ને આનંદ કરી એકાદ દિવસ સુખમય કાઢી સાંજે સૌ સૌને ઘેર જતા હતા. અહિંથી વિજયનગર પાંચ કોશ દૂર હતું; ત્યાં વિજયસિંહ મહારાજા રાજ્ય કરતા હતા, ને આ શિવાલય પણ તેમનાજ તાબાનું હતું તેથી તેમની સવારી પધારી હતી ને જોડના બંગલામાં મુકામ કરીને રહી હતી.

જોડે બીજું મણીપુર શહેર હતું, ત્યાંના રાજ્યનો પ્રધાન પુનમચંદ્ર પણ ઉપર જણાવ્યા પ્રમાણે અત્રે દર્શન નિમીત્તે આવેલો હતો. નળેશ્વર મહાદેવનાં દર્શન કરી વિજયસિંહ મહારાજને મળવાને માટે તેમના બંગલા તરફ પુનમચંદ્રનું કુટુંબ ચાલ્યું. પુનમચંદ્ર પ્રધાન આવેલા જાણી મહારાજા વિજયસિંહ તેમને સામા લેવાને બંગલાની બારી ઉપર આવ્યા, ને જય જય કરી પુનમચંદ્રને બંગલા ઉપર આવવાને જણાવ્યું; પુનમચંદ્ર ઉપર ગયા ને વિજયસિંહ મહારાજની સાથે વાર્તાવિનોદ કરવા લાગ્યા.

સુશીલાદેવી તથા કમળાગૌરી વિજયસિંહ મહારાજની રાણીઓના મુકામે ગયાં ને તે પણ રાણીઓની પાસે વાર્તામાં પડ્યાં.

થોડોક વખત પસાર થયો, એટલે કમળાગૌરી શિવાલયની જગો જોવાને માટે બહાર નીકળી. શિવાલય પુરાણું હતું, ઘણીજ મજબુતીથી બાંધેલું હોવાથી હજી જેવું ને તેવુંજ લાગતું હતું. વખતો વખત શિવાલયને માટે રાજ્ય તરફથી રકમો મળતી હતી તેથી જરૂર પડતું સમરાવાતું હતું. શિવાલયની ઉત્તર દિશાએ મહારાજાનો મહેલ હતો. દક્ષિણે તથા પશ્ચિમે લાંબી મોટી અડાળીઓ આવેલી હતી ને તેમાં નાની નાની ઓરડીઓ ઉતારેલી હતી. તેમાં પુજારીઓ તથા સાધુ સંતો પડ્યા રહેતા હતા. અડાળી ઉપર છોબંધ ધાબુ હતું, પાછળ પશ્ચિમે એક તળાવ હતું તેની વચ્ચોવચ સુંદર બાગ હતો; તે બાગ મહારાજા વિજયસિંહ તથા તેમના કુટુંબને માટેજ હતો.

કમળાગૌરી તમામ શિવાલય જોતી જોતી આ બાગમાં આવી ચઢી. સુંદર નવરંગીત પુષ્પ તથા વૃક્ષને વેલો બાઝી પડીને ઝુકતી જોઈ તે આનંદ પામી. આખો બાગ જોઇને એક સુંદર ઘટાદાર મધુમાલતીની વેલના માંડવા તળે પડેલા કૉચ ઉપર બેઠી ને પોતાની પાસેનું **સુંદરી સુબોધ**ના ખાસ અંકનું પુસ્તક હતું તે વાંચવા લાગી. થોડીવાર તો શાન્તિજ અનુભવી, પણ એકાએક બાગમાંથી સુંદર સ્વરથી ગઝલના અવાજો આવવા લાગ્યા. રાગ ઉપરથી તો સ્પષ્ટ જણાતું હતું કે તે કોઇ પુરૂષનો સ્વર હોવો જોઇએ. અવાજ સાંભળી કમળાગૌરીનું મન તે સાંભળવાને માટે આકર્ષાયું. વળી કેળવાએલો ને સુંદર તાલમાપવાળો સુર મનને આનંદ આપવા લાગ્યો, તેથી એક ચિત્તે તે સાંભળવા લાગી:—

**વાંચક! ચાલો આપણે પણ તે ગઝલ સાંભળીએ.**

અરેરે પુષ્પ આ ભમરો, મરે છે હો! મરે છે હો;
નમેરૂ થઈશ શું વહાલા, હું તારો છું તું મારૂં થા.
તું બીડાતાં હું બીડાઉં, તું ખીલે તો હું ગુંજાું છું;
ન ભોગી પુષ્પ બીજાનો, હું તારો છું તું મારૂં થા.
અરે તું ભૃંગ બીજા જો, ભ્રમણ કરતા ફુલે ફુલે;
કદી મારી ન રીતિ એ, હું તારો છું તું મારૂં થા.
કંટક કાપી નાખી દે, ભ્રમર છાતીથી ચાંપી લે;
તું શોભે સર્વદા હુંથી, હું તારો છું તું મારૂં થા.
હું તારો ને ન તું મારૂં, ન રીતી એ રતિની છે;
કદર તું પ્રેમની કરતો, હું તારો છું તું મારૂં થા.
તપું છું હું બળું છું હું, મરૂં છું હું અરે પ્યારા;
તું મકરંદ છાંટી લે, હું તારો છું તું મારૂં થા.
આતો સ્વપ્ન ટુંકું છે, હું ગુંજી લઉં તું ખીલી લે;
થશે પલમાં અરે હા શું, હું તારો છું તું મારૂં થા.
સુકોમલ તું ખરી જાશે, ભ્રમર તારો મરી જાશે;
આખીરની ગતી એ છે, હું તારો છું તું મારૂં થા.

કલાપી.

મહાત્મા કલાપીની ગઝલનો સ્વાનુભવ પણ કમળાગૌરીને હતો, તે પણ કલાપીના કેકારવની ભક્ત હતી. તેથી તેને આ ગઝલમાં બહુજ રસ પડયો. તે સુર આવતા હતા, તે તરફ જવાને માટે તૈયાર થઈ; જેવી ત્યાં જવાને માટે ઉભી થઇ તેવોજ એક વ્યવહારીક વિચાર તેને ઉદ્દભવ્યો. અરે! પારકા પુરૂષની પાસે મારાથી કેમ જવાય? હશે, કોઇ ગાતું હશે; વળી વિચાર થયો, હું તે ગાનારની પાસે તો નહિજ જાઉં પણ છેટે ઉભી રહીને આ

ગઝલ સાંભળું તો શો બાધ છે ? એમ વિચારી આગળ પગ ઉપાડયો. અહા ! ગાનારનો કંઠ કેવો મધુર છે, એમ બોલતી ધીમે પગલે ચાલતી આગળ વધી તો તેની દૃષ્ટિએ શું પડયું !!

જાણે સાક્ષાત પૂર્વ દિશામાંથી સૂર્યનારાયણ ઉગતા ન હોય તેવોજ રૂપરૂપનો ભંડાર, ને સતી સ્ત્રીનો શણગાર જાણે કામદેવજ આવ્યા ન હોય તેમ કોઈ સુંદર રાજદ્વારી પોશાકમાં સજ્જ થએલો યુવાન દીઠો. તેના હાથમાં **કલાપીનો કેકારવ** નામનું પુસ્તક હતું. મહાત્મા કલાપીની ઉપરની ગઝલ વાંચતો હતો. જાણે ગઝલમાં એક રસ બની ગયો હોય તેમ દેખાતો હતો, તેના સુંદર બાલ ખભા ઉપર પથરાએલા હતા; માથે સુંદર શિરપેચ શોભી રહ્યો હતો, કમ્મરે શમશેર લટકતી હતી. આ યુવાન વીશ બાવીશ વર્ષનો તરૂણ હતો, કમળાગૌરી આને જોતાંજ મોહિત થઇ ને તેના અંતરમાં કામદેવનું યુદ્ધ શરૂ થયું.

અહા પ્રભુ ! શું આ કુમારનું રૂપ ? તેને જોતાંજ મારા મનમાં કાંઇ ને કાંઈ થઇ જાય છે. કેવું ગુલાબી ગભરૂં તેનું બદન છે. અરે ! હું આ પરપુરૂષના વિચાર શાને કરૂં છું, ને પાપી થાઉં છું; પણ ખરે ! હજુ હું કુંવારી છું. વળી મારા પિતાશ્રી, મારી વચમાં આડે આવે તેમ નથી, તો પછી મને તેવા વિચારો કરવાને શો બાધ છે. અરે આ શું ? હજુ તો “ ભેંસ ભાગોળે ને ઘેર ઝેડકા ” આ કુમારને જોતાંજ પરણવાનું મન, તે તો કોણ જાણે કોણ હશે. એવા વિચારવમળોમાં તણાતી શરીરની સુદ્ધ ભૂલતી કમળાગૌરી તે તરૂણ પુરૂષ ન દેખે તેવી રીતે દૂરના એક કૉચ ઉપર બેઠી.

વાંચક ! આ રાજકુમાર વિજયસિંહ મહારાજાનો પાટવીકુમાર પ્રતાપસિંહ હતો. તે પોતાના બાગમાં આનંદથી ઉપરનું પુસ્તક વાંચતો હતો. ગઝલ પૂરી થઈ એટલે ઉભો થયો. માથેથી શિર પેચ કૉચ ઉપર મૂકી બાળ છુટા વીખેરી આમતેમ ફરવા લાગ્યો; તેની નજર સામેના દૂરના કૉચ ઉપર પડી ! નયન-મિલન થયું, ને એક બીજાનાં ચિત્ત લુંટાયાં ને પરવશ થયાં.

અહા ! પ્રભુ આ શું ? આ કોઇ ઇંદ્રની અપ્સરા જેવી દેખાય છે; અરે આ મારા બાગમાં કોણ હશે, ને કેવી રીતે આવી હશે ? અહા, શું તારૂં રૂપ ! દેવી ! ખરેખર દેવીજ છે !

દીઠી જેને હૃદય ધડકે જેમ ચીરાઇ જાતું;
દીઠી તેને અવયવ બધા પીગળી જાય છે શું.

મહાત્મા કલાપી.

અહા ! શું આતે કોઈ દેવી હશે કે અપ્સરા હશે, કે આજે આ શિવાલયમાં કોઇ દેવાંગના, નળેશ્વર મહાદેવનાં દર્શન માટે આવેલી હશે. આમ વિચાર કરતો કરતો પ્રતાપકુંવર તેની પાસે જવાને ધીમે ધીમે પગ ઉપાડવા લાગ્યો. કમળાગૌરી પ્રતાપસિંહને આવતો જોઈ નીચું જોઈ રહી, તેની બાહ્યાકૃતિ તેના શરીરના તમામ અવયવો જાણે પ્રતાપને આમંત્રણ ન કરતા હોય તેમ જણાતા હતા; પ્રતાપસિંહ પાસે આવીને ધીમેથી બોલ્યો.

દેવી ! આ તમારા હાથમાં શાનું પુસ્તક છે ?

“ આ પુસ્તક તો સુંદરી સુબોધનો સને ૧૯૧૫ નો ખાસ અંક છે. આપ કોણ છો ? ”

“ હું અત્રેના વિજયસિંહ મહારાજનો પાટવી કુંવર છું,

મારૂં નામ પ્રતાપસિંહ છે." આપ કોણ છો, ને આ સ્થળે કેમ એકલાંજ બેઠાં છો?

"રાજકુમાર! હું મણીપુરના ચંદ્રસિંહ મહારાજાના પ્રધાન પુનમચંદ્રની દીકરી છું; મારૂં નામ કમળાગૌરી છે, અત્રે મહાદેવનાં દર્શન નિમીત્તે મારાં માતપિતાની સાથે આવી છું; આ બાગ જોવાને હું એકલી અહીં આવીને બેઠી છું."

"તમે સુંદરી સુબોધ વાંચો છો કે શું?"

"હાજી, તમે કલાપી વાંચો તો અમારે સુંદરી સુબોધ."

"અરે! આપને શી ખબર કે હું કલાપી વાંચું છું!"

"આપ હમણાંજ ગઝલ બોલતા હતા તે મેં સાંભળી છે."

"અહા તમે કલાપી વાંચેલો જણાય છે, કેમ?

"હાજી! મારે ઘેર તે પુસ્તક છે, ને તે હું વાંચું છું."

"આપ ઉભા ન રહો, હું ઉભી થાઉં છું, આપ આ બાંકડા ઉપર બેસો."

"દેવી! મારે બેસવું નથી, આપ બેસો, મને અહીં ઠીક છે."

"ના ના, ત્યારે આપ સામેના ખુણા પર બેસો." એમ કહી કમળાગૌરી પોતાના ખુણામાં વધારે લપાઇ.

પ્રતાપસિંહે સામા ખુણામાં બેઠક લીધી; બન્ને જણ એકજ કૉચ ઉપર સામ સામે બેઠાં. બન્નેના હ્રદયમાં પ્રેમનું યુદ્ધ પૂર્ણ જોસમાં જામેલું હતું, કમળાગૌરી નીચું મુખ રાખી બેઠી હતી; પણ પ્રતાપસિંહ તો કમળાગૌરીનું શરીર નિહાળતો હતો. છેવટે

પ્રતાપે સમય નહિ ખોતાં વખતનો સદુપયોગ કરવો ધારી કાંઇક શરમને હઠાવી બોલ્યો.

" આપ કુંવારાં છો કે આપનું લગ્ન થએલું છે ? "

કમળાગૌરી આ વચનથી શરમીંદી થઇ ગઇ; પણ પોતે ધારતી હતી તેવોજ ફણગો ફુટતો જાણી .આનંદ પામી, પણ જવાબ દેવાને હૃદય ઉપર દશમણનો પત્થર ન હોય તેમ લાગ્યું. ધીમે સ્વરે ઘણાજ ભારમાંથી બહાર આવતા અવાજે બોલી:– " હું કુંવારી છું. "

" અહા ! શું તમે કુંવારાં છો ? હજુ મારૂં પણ લગ્ન થયું નથી. આપને આ જીગર ચાહે છે ! "

" શું તમે મને ચાહો છો ? આપ જેવા રાજવંશીનો વિશ્વાસ ન રખાય. "

" દેવી ! આ હૃદયનો આપને પરિચય નથી. "

" હાજી ! છે તો તેમજ, પણ સ્વાભાવિક સમુહની હું વાત કરૂં છું. કદાચ આપના સંબંધમાં તેવું હોય તેમ ધારીને હું કહું છું. "

" બરાબર છે, પરિચય વિનાની વાત તો તેવીજ હોય; પણ આપ શું વિચાર કરો છો ? "

" જો આપ મને પૂર્ણ રીતે ચ્હાતા હો તો, આ જીગર પણ આપના ચરણકમળમાં રહેવાને માટે તૈયારજ છે. "

" દેવી ! તમારૂં સ્વરૂપ જોઇને હું મોહિત થયો છું, વળી તમારી બોલવાની છટા ને સદ્‌ગુણના પડછાયા તમારા શરીર

ઉપર જણાય છે તેથી મને તમારા માટે બહુજ માનની લાગણી ઉદ્ભવી છે."

"રાજકુમાર! આ દાસીને પણ તેમજ છે?"

હવે પ્રતાપનાથી શાન્ત દૂર બેસી રહેવાયું નહિ તેથી એકદમ આઘો ખસી આવી કમળાગૌરીનો જમણો હાથ તેણે ઝાલ્યો ને તેને પોતાની બાથમાં નાખી! કમળાગૌરી પણ જેમ વેલી વૃક્ષને બાઝી પડે તેમ પ્રતાપસિંહના બાહુમાં લળી પડી.

"અહા દેવી! આ કેવો અચાનક સંજોગ?"

"પ્યારા! પ્રભુજીએ મેળવ્યો આ જોગ."

"દેવી! લોભાઉં છું તારા ગુલાબી ગાલથી."

"પ્યારા! ખેંચાઉં છું મનોહર અધરોષ્ટ લાલથી"

"વાહ વાહ દેવી! તું તો બહુ ચાલાક છે; દેખાય છે તો મહા કવી!"

"તમે પણ જબરા કે! મને બાહુમાં જડી દીધી."

"પ્યારી, તું હવે ક્યારે મળશે?"

"વ્હાલા! આ મુખ કેમ વીસરશે?"

"પ્યારી, સ્નેહના સંબંધે આપણે જોડાયાં."

"હાજી, હૃદયના રક્તથી આપણે રંગાયાં."

આમ વાર્તાલાપ ચાલે છે, તેવામાં કમળાગૌરી બેન! ઓ કમળાગૌરી બેન! એવો અવાજ કાને પડયો. (નોકર બોલાવવાને માટે આવેલો તેણે અવાજ કર્યો.)

કમળાગૌરી એકદમ ગભરાતી પ્રતાપસિંહની બાથમાંથી ચમકીને ઉભી થઇ કે રખેને નોકર આ ખેલ જોઇ જાય.

"પ્યારી, આ હૃદય તારી પાછળ આવે છે."

"વ્હાલા! આ જીગર આપનું શરણ ધરાવે છે."

"દેવી વિયોગે ઝાઝું નહિ રહેવાય."

"પ્યારા! વિરહ મારાથી પણ ઝાઝો નહિ રહેવાય."

"ત્યારે શું કરશો?"

"અહીંથી જઇને હું મારી માતાને વાત જણાવીશ, ને થોડા દિવસમાંજ આપનું માગુ કરાવીશ."

"હું પણ આપના તરફ આકર્ષાઇશ ને મારા પિતાજીની મારફતે થોડા વખતમાં આપણે સ્નેહના લગ્નની ગ્રંથીથી જોડાઇશું."

"હું જાઉં છું, પધારજો જી!"

"હા પ્યારી, જરૂર આ જીગરને શાન્ત કરવા આવજોજી."

બંને દંપતિ છુટાં પડયાં, કમળાગૌરી તેની મા પાસે આવી. મેળો વીખરાઇ જવાનો વખત થયો હતો, સર્વે લોકો પોત-પોતાના ગામ તરફ જવાને રસ્તે વળતા હતા.

પુનમચંદ્રનું કુટુંબ પણ મણીપુર તરફ રવાના થયું. વિજય-સિંહ મહારાજની સ્વારી પણ વિજયનગર તરફ રવાના થઇ. નળેશ્વર મહાદેવની જગામાં ગણ્યાં ગાંઠયાં છ સાત માણસોજ પુજારીમાંનાં રહ્યાં.



# પ્રકરણ ૮ મું.



## કાળસિંહનું કારસ્તાન.



કામી શું કૃત્ય ના કરે, બન્યો વિષયથી અંધ;
પાપ પુન્ય ગણતો નહિ, નહિ કીરતારનો દંડ.
નહિ કીરતારનો દંડ, ફંદ કરી સ્નેહિ ફસાવે;
મિત્ર ભગિની ભ્રાત, કોઇ નહિ નજરે આવે.
હાડ માંસના ચામથી લંપટ લાલો લોભતો;
ધીક! ધીક! થૂ! થૂ! નામ પર, લેઈ મસાણે પહોડતો.

**कासार.**

કાળસિંહ:—ઓ માઇ ડિયર! મીસ્તર માનસિંહ! શું તને કહું? અહા! તે રૂપાળીનું શું રૂપ, જાણે ખરેખર સ્વર્ગમાંથી રંભા ઉતરી આવી ન હોય, તેના ગુલાબી ગાલ, તેના અધર પરવાળ, તેની ફૂણાસી વેણ, જાણે મૃગલાનાં નેણ, અહા મનમોહિની સલુણી સુંદરી તો તેજ. પ્યારા મિત્ર મેં જ્યારથી તેને રાજદરબારમાં જોઇ છે ત્યારથી મારૂં ચિત્ત ચગડોળે ચઢેલું છે, મને કાંઇ ચેન પડતું નથી; જાણે તેને કયાં જઇને મળું, બાગમાં જાઉં, નદીએ જાઉં, સ્ટેશને જાઉં, કે તેને ઘેર એક ગુલામના વેશે જાઉં, ને તેને જોઉં; બસ બસ! વિશ્વમોહિની તો તેજ છે. બસ! ગમે તેમ થાય પણ તેને તો મેળવવીજ.

માનસિંહ:-અરે સરદાર સાહેબ! તમે તે વિચાર છોડી દો. તે તમારા જેવાનાં કામ નહિ. એતો "કરતા હોય તે કરે ને છાશની દુણી ભરે."

કાળસિંહ:-અરે! તું આ શું બોલે છે? શું હું બાયલો છું? મારી તારા હિસાએ શું ગણુત્રીજ નથી? ભલેને તેનો બાપ કારભારી હોય કે તેથીએ મોટો રાજા હોય, તો પણ આ કાળ-સિંહના આગળ તે બધા બકરા જેવાજ સમજવા.

માનસિંહ:-બીજું, તમારા મામા ચંદ્રસિંહજીને તો જાણો છો? કદાચ તમારો વિચાર અમલમાં મૂકવા જતાંજ તે જાણી જાય તો તમારૂં ને જોડે મારૂં પણ આવીજ બન્યું સમજવું.

કાળસિંહ:-અરે બાયલા! જો તું બીકણ છે કે હું? શું કાળસિંહ પોતાનો શિકાર પકડવા જતાં સ્વાન જેવા નિર્બલ પ્રાણીઓથી ડરશે? ને તેથી શું તેનો શિકાર તે છોડી દેશે?

માનસિંહ:-ના ના સાહેબ હું તો ડરતો નથી પણ આપને સહેજજ વાત કરૂં છું કે આપણે તે વાત બહુજ ચાલાકીથી કરીએ તો તો ફીકર નહિ, પણ કદાચ તે વાત બહાર પડે તો. (કાળસિંહનો દ્રઢ નિશ્ચય જોઇ બોલ્યો.)

કાળસિંહ:-શું બહાર પડે તો, "સામા થનારાના બાર વાગ્યા ને બંદાના રાજગાદીએ ડંકા વાગ્યાજ સમજવા."

માનસિંહ:-શાબાશ! મારા મિત્ર મને કયારનીએ એજ નજરમાં વાત આવી હતી. ચાલો ઠીક, હવે ત્યારે આપણે તે મનોહર બાળાને કેવી રીતે ફસાવીશું.

કાળસિંહ:-કેમ! તું તે કામમાં પુરેપુરી મદદ આપશે કે નહિ?

માનસિંહ:-ભાઇ સાહેબ! આ દાસ તો જેમ કહેશો તેમ કરવાને આપની તહેનાતમાં હાજરજ છે.

કાળસિંહ:-ના, કહેશો તેમ નહિ પણ તમારે જાતેજ તે કામ કરવું પડશે.

માનસિંહ:-અરે તો બી શું! શું તમો મને નીર્માલ્ય જાણોછો? એક યુકિત એવી બતાવું કે ભલભલા યમરાજા જેવા પણ કબજે પડી સલામો કરે તો પછી કેમ?

કાળસિંહ:-શાબાશ! ચાલો ત્યારે બોલો, એ રમણીને કેવી રીતે મેળવવી. અહા, શું તેનો પલકારો, ને નપુરનો ઝણકારો!? મારૂં હૃદય તો તેને જોતાંજ ફીદા ફીદા થાય છે. એવું હાથે ચઢેલું રતન આપણે ગુમાવીશું? ના ના, નહિજ.

માનસિંહ:-બસ! ત્યારે આજે આપણે તૈયાર થાઓ, કુમળાગૌરીને રોજ રામનાથ મહાદેવનાં દર્શન કરવા જવાનો નીયમ છે, તેથી આજે બરાબર પાંચ વાગે તે ઘેરથી નીકળશે. તે નદી ઓળંગી પાસેની બાવળીમાં થઇને પસાર થાય કે આપણે તેને ઉપાડી જવી પછી શું કેમ બરાબર છે ને?

કાળસિંહ:-ઠીક! પણ તેને ઉપાડીને કયાં લેઇ જવી? વળી તે એકલી દર્શન કરવા જાય છે કે તેની સાથે કોઇ હોય છે?

માનસિંહ:-હવે કદાચ બે ચાર સિપાઈ સપાટ્રાં જોડે હોય તેનો તો હિસાબજ શો!? મારી પાસે મારા ખાસ વિશ્વાસુ

ચાર માણસ છે તે, ને વળી આપણે બન્ને જણ મળી કુલ છ જણ તૈયારજ રહીશું. પછી તે સપાટાઓનો શો હમ? કદાચ તે લોકો સામા થશે તો જોઈ લેવાશે. તે વખતે વળી તેને ત્યાંથી ઉપાડીને ડુંગરની તળેટીમાં એક મારા ગુરૂ મહાત્માની ઝુંપડી છે, ત્યાં લઇ જવી ને ત્યાં એક ભોંયરૂં છે તેમાં તેને રાખવી, બસ પછી શું ?

કાળસિંહઃ—વાહરે વાહ દોસ્ત! તારા સિવાય મને આ રમણી મેળવવાને આવી કોણ મદદ કરી શકે ? આ ઉપકાર હું ભૂલીશ નહિ. હું ખરેખરૂં કહું છું કે જ્યારે હું રાજ્યપદે બીરાજીશ ત્યારે તને તો મારો ખાસ પ્રધાનજ બનાવીશ હો.

માનસિંહઃ-ભાઈ સાહેબ! તે તો ખરૂંજ તો; સૌએ એઠું ખાય તે તો ચોપડા વણું હુજ.

કાળસિંહઃ—ઠીક ચાલો ત્યારે સાડાચાર તો થયા છે, હવે આપણે તૈયાર થઇ તે બાવળીમાં સંતાઈ જવું જોઇએ.

માનસિંહઃ—તમો તૈયાર થઇને તળાવની પાળ તરફના રસ્તે જઇને ઉભા રહો, હું મારા માણસોની સાથે તૈયાર થઇને આવું છું. એમ કહીને માનસિંહ છુટો પડયો.

વાંચક! કાળસિંહ તૈયાર થઈ તળાવની પાળે જઇ ઉભો રહ્યો, એવામાં માનસિંહ પણ પોતાનાં ચાર માણસોને પૂર્ણ હથીઆરોમાં સજ્જ કરી તૈયાર થઇને આવી પહોંચ્યો; બધા મળી આગળ ચાલ્યા. થોડેક ગયા પછી માનસિંહ બોલ્યોઃ—

“ સરદાર સાહેબ, મારી પાસે બે બુરખા છે તેમાંથી એક તમે પહેરો અને બીજો હું પહેરૂં. વળી મારાં માણસોએ તો

તેવી જાતના બુરખા પહેરેલાજ છે, એટલે પછી આપણને કોઈ ઓળખી શકે તેમ નથી. ”

કાળસિંહઃ–શાબાશ, મારા દીલદાર દોસ્ત તું તો બડો પોલિટીકલ જણાય છે.

માનસિંહના ફરમાન મુજબ બધા બાવળીમાં સંતાઇ રહ્યા. એવામાં કમળાગૌરી તેની બે સાહેલીઓ તથા ચાર સિપાઈ સાથે રામનાથ મહાદેવનાં દર્શન નિમીત્તે ત્યાંથી પસાર થતી જણાઇ. કમળાગૌરી તથા તેની સાહેલીઓ આગળ ચાલી જાય છે અને સિપાઇઓ બીડીઓ ફુંકતા તથા વાતોના તડાકા મારતા તેમની પાછળ ચાલ્યા જાય છે; તેવામાં એકાએક વિકરાળ સિંહની માફક કાળસિંહ તથા તેનાં માણસો કમળાગૌરી ઉપર ધસી આવ્યાં. એકદમ માનસિંહે કમળાગૌરીને મોમાં ડુચો દઈ બાથમાં ઉંચકી લીધી ને પસાર થઈ ગયો. આ બનાવ જોઈ કમળાગૌરીના સિપાઇઓ ગભરાઈ ગયા, ને બાકીનાં માણસોની સાથે કસાકસીથી લઢવા લાગ્યા. સિપાઇઓને તથા કમળાગૌરીની સાહેલીઓને એક પછી એક ઘાયલ કરી નાખી. ખુબ માર મારી તમામને નીર્બલ બનાવી લાગ સાધી કાળસિંહ તથા તેનાં માણસો બાવળીમાં અદ્રશ્ય થઇ ગયાં; સિપાઇઓને તથા બે સાહેલીઓને સખત માર પડેલો હોવાથી કોઈનાથી એકદમ બેઠું પણ થઈ શકાયું નહિ અને બધાં અંતે સતેજ થઈ ધીમે ધીમે મોં વીલું લેઇ મણીપુર શહેરમાં પાછાં આવ્યાં, ને કારભારી પુનમચંદ્રને તમામ વિતેલી વાતો તથા કમળાગૌરી બ્હેનનું હરણ થયાની વાત જણાવી

પુનમચંદ્ર:-અહો ! આ શો ગજબ, એવો કોણ દુષ્ટ મારી સુકોમળ બાળાનું હરણ કરી ગયો ? સિપાઇઓ તમે તમામ ચઢે હથીઆરે જાઓ, ઘોડેસ્વારો તમે દોડો અને મારી બાળકીને ગમે ત્યાંથી શોધી લાવો. આવું બોલતામાં સિપાઇઓ તથા સ્વારોનાં ટોળેટોળાં આમથી તેમ કમળાગૌરીની શોધમાં નીકળી પડયાં.

મહારાજા ચંદ્રસિંહજીને ખબર પડતાંજ તેઓ પુનમચંદ્ર કારભારીને ઘેર આવ્યા. મહારાજાને જોતાંજ પુનમચંદ્ર તેમના પગમાં માથું મૂકીને રડી પડયો.

ચંદ્રસિંહજી:-પ્રધાનજી ધીરજ ધરો, મારા બહાદુર સરદારોને હું કમળાગૌરીની શોધમાં મોકલવા તૈયાર છું. ગમે ત્યાંથી તેઓ તેને ખોળી લાવ્યા સિવાય રહેશે નહિ; કોઈ લુચ્ચા ને બદમાસે આવું અનીતિનું કાર્ય કર્યું છે, પણ નક્કી સમજજો કે હું તેને બરાબર મારા હાથ બતાવીશ ને સખત શિક્ષા કરીશ; તમો બે ફીકર રહો, ને શોકને સમાવો.

પુનમચંદ્ર:-પિતાજી! આપ તો માબાપ સમાન છો; પણ અરે હાય! મારી બાળકી અત્યારે કેવી સ્થિતિમાં હશે; ઓ પ્રભુ! તેને કેવું કેવું દુ:ખ સહન કરવું પડતું હશે ? અરેરે ઓ પરમાત્મા! તેં આ શું કર્યું પ્રભુ મારી આંધળાની આંખ જેવી એકની એક બાળકી, તે પણ હાય આવી સ્થિતિમાં ? એમ બોલતાં ધીરજ ખોઇ તે રોઈ પડયો.

ચંદ્રસિંહજી:-પ્રધાનજી, આમ રડે હવે શું વળવાનું છે ? ભાવી પદાર્થ પ્રમાણે સૌ બને જાય છે, એમાં આપણો શો

ઈલાજ ? તમે ગભરાશો નહિ, હું મારો બનતો પ્રયત્ન કરીને તમારી કમળાગૌરીનો પત્તો મેળવીશ.

એમ કહી મહારાજાએ પોતાના તમામ સૈન્યને ચારે દિશાઓમાં દોડાવ્યું, પણ તે બધા આખરે આમથી તેમ રખડી મધ્યરાત્રીના સમયે પાછા આવ્યા ને નિરાસાના સમાચાર લાવ્યા. કોઇને કમળાગૌરીનો પત્તો મળ્યો નહિ તેથી પુનમચંદ્ર માથું કુટવા લાગ્યો ને ખુબ કલ્પાંત કર્યું પણ શું વળે ?

# પ્રકરણ ૯ મું.



## કાળસિંહની કથા.



દુધ પાઇને ઉછેરીએ જો સાપ, તો પણ ડંસશે;
કસ્તુરી સેંચો બાવળે, તો પણ ! ભાલા ફુટશે.
મરકટ શિરે મુક્તા ચઢાવો, સકેરા ગધર્વ કને;
ભાગવત મૂકો ભેંસને, તો પણ નહિ કીંમત થશે.

**કાસાર.**

સુંદર અમૃતવાહિની સરિતાનું કાળું પાણી ભમરાઓનાં વમળો લેતું ચાલ્યું જાય છે, કાંઠે ઉંચા મણિકુટ ગિરિની શાખાઓ વાદળથી વાતો કરી રહેલી છે, નવપલ્લવ વનસ્પતિ જ્યાં વિના પ્રયાસેજ ખીલી નીકળે છે, પૂર્ણ જોસમાં પશ્ચિમ ને દક્ષિણ દિશાઓનો પવન હમેશાં નિયમીત રીતે આવ જા કરી રહે છે, આવા સુશોભિત સ્થળમાં ભવ્ય ને રમણીય મણીપુર નામે નગ્ર આવી વસેલું છે. દુશ્મનોથી બચવાને ખાતરજ તેની ચારે દિશાઓમાં મોટા કરાળ રાક્ષસ જેવાં મણીકુટ ગિરિનાં શિખરો આવી રહેલાં છે. શાહેરના સુંદર અને પહોળા રસ્તાઓ ઉપર જ્યાં ને ત્યાં સુંદર આંબા, લીંમડા વગેરે ઝાડો આંખને આનંદ આપી રહેલાં છે; શાહેરની ભાગોળે એક નિર્મળ પાણીથી ભરેલું સુંદર તળાવ પણ આવી રહેલું છે. શાહેરમાં મોટા શેઠ શાહુકારોના રંગબેરંગી બંગલાઓ, અમલદારોનાં સુંદર છોબંધ

મકાનો, રાજગઢ તથા રાજકચેરી વગેરે આંખને આનંદ આપે છે. આવા સુરમ્ય સ્થાનમાં ચંદ્રસિંહ નામે મહારાજા રાજ્ય તખ્તે બીરાજે છે. મહારાજાને ઘણી રાણીઓ હોવા છતાં દૈવ-યોગને લીધે કાંઇ પણ સંતાન નહોતું. આથી હમેશાં મહારાજા તથા રાજ્યદેવીઓનાં મન ઉદ્દાશ રહેતાં હતાં; એવામાં મહારાજા ચંદ્રસિંહજીનાં બેન મોંઘીબા બે વરસનો કુંવર મૂકી પિએરમાં ગુજરી ગયાં; મોંઘીબાના સાસરામાં કોઇ અડીને સગું નહોતું. તેમને એકાદ વર્ષ પહેલાંજ દૈવયોગે વૈધવ્ય પ્રાપ્ત થયું હતું તેથી મોંઘીબા મણીપુરમાંજ રહેતાં હતાં. આવી રીતે મોંઘીબાના મરણથી સૌ દીલગીર થયાં, ને નાનકડા બે વરસના ભાણેજ કાળસિંહને દૂધ પાઈ ઘણાં ઘણાં દુઃખ વેઠી ભીનાથી સુકામાં સુવાડી નર્કના કુંડ સાફ કરાવી મહારાજા ચંદ્રસિંહે મોટો કર્યો.

મહારાજાને કાંઇ સંતાન નહિ હોવાથી આ જ આપણો દીકરો છે તેમ ધારી વર્તતા હતા. કોઇ કાંઇ પણ કારણસર કાળસિંહને કાંઇ પણ કહી શકતું નહિ. તેને ગમે તેમ ફરવાની છુટ હતી. વખતે તેનાથી કાંઈ ગુન્હો થતો તો મહારાજા ચંદ્રસિંહ તેનો તે ગુન્હો છાવરી વાળતા ને તેને તે ગુન્હાની માફી આપતા. આવી રીતે તેને કોઇ પણ જાતનું ઓછું આવવા દેતા નહિ

આમ પૂર્ણ લાડમાં કાળસિંહ વીસ બાવીસ વર્ષનો થયો, ત્યારે ચંદ્રસિંહજી મહારાજાએ પોતાના તાબાના રામપુરાના દરબાર કીશોરસિંહની દીકરી તેજબાની સાથે તેનું લગ્ન કર્યું. તેજબા પવિત્ર, સાધ્વી ને ગુણીયલ સતી હતી. તે દેવોના સહ-

વાસથી કાળસિંહ એકાદ બે વર્ષ તો સિધ્ધે રસ્તે ચાલ્યો, પછીથી માનસિંહ નામના એક દારૂડીઆ ને સ્વાર્થાન્ધ છોકરાની સાથે કાળસિંહને મિત્રાઇ થવાથી ગુણકાને ઘેર જવા લાગ્યો, ને તેજબાને વીસરવા લાગ્યો. ભલા પ્રભુ, એક કવિએ કહ્યું છે કેઃ—

કદાપી કાળીઆ કનેજ ધોરી ધોળીઓ વસે,
વળે ન વાન તોય સાન સંગ જેવી શીખશે;
ઉડે ન તોય ઠેકવા શિખે વસી વિહંગમાં,
કુસંગીનો પ્રસંગ દે કુસંગી રંગ અંગમાં.

વાંચક! આવી રીતે કાળસિંહને માનસિંહની સોબત થવાથી ખરાબ ગુણો વળગવા લાગ્યા; આખરે તે દારૂડીઆ ને વ્યભિચારીમાં પહેલે નંબરે ગણાવા લાગ્યો. આખો દિવસ ગુણકાને ઘેરજ પડી રહેવા લાગ્યો, ને ભાઇબંધ દોસ્તદારો સાથે શરાબમાં ખીસ્સાં ખાલી કરવા લાગ્યો.

અહા! વાસના, વાસના, તેં ઘણા જણને ગર્દન માર્યા છે! નબળા ને પોચા મનના માણસોના હૃદયની તું ખરેખર દેવી છે. વાસના, તેં મોટા મોટા પુરૂષોને પાયમાલ કર્યા છે. રાવણનું નખ્ખોદ વાળ્યું, દુર્યોધનનો દાટ વાળ્યો; કઇઆકીચકને કચડી નાન્યા. અહા વાસના! તું કેવી ભયંકર ભુતડી કે તારૂં પરિબળ વિજળીના ચમકારાની માફક આ સૃષ્ટિમાં રમણ કરે છે; પણ એ દુષ્ટા! તારા પંજામાં તો પાગલો ઘણા આવે છે. ખરા સંતો તો તારા મુખમાં લગામ નાખી તને ઘોડો બનાવી તારા ઉપર સ્વાર થઇનેજ મુસાફરી કરે છે, ને પોતે લલકારતા ફરે છે કેઃ—

પ્રેમે પ્રભુને ભજીશ મારા સાહ્યબા પ્રેમે પ્રભુને ભજીશ.

માારૂં ત્હારૂં માત ભ્રાત, સ્ત્રી અને સંતતિ
સર્વે હૃદયથી તજીશ, મારા સાહ્યબા—પ્રેમે૦
જુઠું જગત અને કામ તેનાં જુઠાં;
એવું ધારીને ફરીશ, મારા સાહ્યબા—પ્રેમે૦
જીવ અને શિવનો વિવાહ બનાવી,
મનને લગામડી ધરીશ, મારા સાહ્યબા—પ્રેમે૦
કરમાં લગામ લેઈ, પીઠ પર સ્વાર થઇ,
એડી મારીને ખેડીશ, મારા સાહ્યબા—પ્રેમે૦
ભક્તિનું બખ્તર વિનય બંદુકડી
ધીરજની ઢાલડી ધરીશ, મારા સાહ્યબા—પ્રેમે૦
કામ ક્રોધ લોભ મોહ, ઇચ્છા ને તૃષ્ણા
સર્વેને પાંસરાં કરીશ, મારા સાહ્યબા—પ્રેમે૦
સર્વેનો સરદાર બનીને સાહ્યબા !
ૐ પરિબ્રહ્મમાં ભળીશ, મારા સાહ્યબા—પ્રેમે૦

**कासार.**

વાંચક ! ઉપર જણાવ્યા પ્રમાણે કાળસિંહ આ દુષ્ટ પીશાચણી વાસનાથી બંધાઇ ગયો હતો, ને વ્યભિચારી તથા દારૂડીઓ થઈ, જ્યાં ને ત્યાં સ્વાનની માફક ભટકતો હતો.

એકાદ દિવસના સમય યોગે કોઇ સારો ગવૈયો તે શહેરમાં આવી ચઢયો. મહારાજા ચંદ્રસિંહજીની કચેરીમાંના સર્વેનું લક્ષ તે ગવૈયા તરફ ખેંચાયું. આ ગવૈયો મહારાજા ચંદ્રસિંહજીને પોતાનું સારૂં સંગીત સંભળાવી ઈનામની આશામાં આવેલો હતો, તેથી તેણે મહારાજાને સલામ કરી પોતાની ઇચ્છા જણાવી.

ચંદ્રસિંહજી તરફથી ગાવાની રજા મળી. ગવૈયાએ પોતાની સારંગીને સજ્જ કરી, નરઘાંની સાથે મીલાવી પછી પોતાનું ગાન કચેરીમાં શરૂ કર્યું.

આજ દિન મેરે શામ બંસરી બજાવી;
બંસરી બજાવી વ્હાલે વાંસળી વગાડી—આજદિન.
સુની તેરી બંસરી મમ હૃદય જ્યોતિ જાગી;
ત્રીવિધિ તાપ તારનાર બંસરી સુહાગી—આજદિન.
બંસરીમાં પૂર્ણ પ્રેમ બ્રહ્મ જ્યોતિ ભાળી;
બ્રહ્મલોક અગ્ર ભાગ બસેરી તુમારી—આજદિન.
વ્હાલા તારી વાંસળી મમ પ્રાણજીવન પ્યારી;
નંદન વૃંદ કુંજ ગલી પ્રેમધર્મ ક્યારી—આજદિન.
શાસ્ત્ર વેદ ને પુરાણ બંસરી તુમારી;
કૃષ્ણ કાન્ત વ્હાલા નાથ કાનુડા મોરારી—આજદિન.
બંસરીના નાદે મોરી પાંસળી ગજાવી;
જય જય જય મુજ કાન્ત ગોવર્દ્ધન ધારી—આજદિન.
સ્નેહ સુર તીણા સ્વર મંદ લ્હેર વાળી;
હાસ્ય મૃદુલ મુખડે સોહે કનક નાળી—આજદિન.
સરવ સુન્યકાર ભાસે અર્ધ રેણું જ્યારી;
શાન્ત જીગર પ્રદેશ મધ્યે દિવ્ય મૂર્તિ ન્યાળી—આજદિન.
નમુ નમુ હું શાન્ત રૂપ સ્નેહિ વ્યભિચારી;
ધન્ય ધન્ય ધરણીધર ધન્ય ગિરિધારી—આજદિન.
પરમ પૂજ્ય પુરણબ્રહ્મ અર્ચિત કેશર ભાળી;
કંઠ રૂઢ માળ દિવ્ય બંસરી બજાવી—આજદિન.

કાસાર.

ગાન પુરૂં થયું ને સર્વત્ર આનંદ આનંદ છવાઇ રહ્યો. હવામાં હજુ આન્દોલનો સંભળાતાં હતાં. ગવૈયાના ગાનથી સર્વે ગુલતાન બની ગયા.

ચંદ્રસિંહજી:-અરે ઉસ્તાદજી! તમે તો ખુબ કરી વાહ વાહ! તમારૂં ગાન સાંભળી અમો ઘણાજ ખુશી થયા છીએ. મારો વિચાર તમોને આજે અત્રેજ રાખી કાલે મારા રાણીવાસમાં એક સારો મેળાવડો ભરી તમારી પાસે ગવડાવવાનો છે.

ઉસ્તાદજી:-જી મહારાજ! મારો તો એ ધંધોજ છે. આપ નામદાર ખુશી થાઓ તેમાંજ મારૂં ભવિષ્ય સમાએલું છે. આપ કહેશો તેમ આ દાસ કરવાને તૈયાર છે.

ચંદ્રસિંહ:-ઠીક ત્યારે કાલે સાંજે બરાબર ચાર વાગે રાજગઢીમાં રાણીવાસ છે ત્યાં પધારજો.

જી મહારાજ! એમ કહી ઉસ્તાદ તેને મુકામે ગયો.

કચેરીનું કામ પરવારી ચંદ્રસિંહજી પણ રાણીવાસમાં પધાર્યા, ને રમાદેવીના મહાલયમાં પ્રવેશ કર્યો.

પધારો પ્રાણનાથ, કહી રમાદેવી હિંદોળા ખાટેથી ઉભી થઇ ને ચંદ્રસિંહજીની સામે દાદર તરફ જઇ પ્રણામ કર્યા.

હૃદયવલ્લભે આજે એક સુખ ને ગમ્મત ઉત્પન્ન થાય તેવા સમાચાર લાવ્યો છુ. એમ કહી ચંદ્રસિંહજી જે હિંદોળા ઉપર રમાદેવી બેઠી હતી તેજ હિંદોળે આવી બેઠા અને રાણીને પણ સાથે બેસવાને માટે ફરમાવ્યું.

રમાદેવી:-પ્રભુ! શા સુખરૂપ સમાચાર છે? તે મને હરકત ન હોય તો જણાવશો.

ચંદ્રસિંહજી:-મનમોહિની, તારી આગળ વાત કહેવાને કાંઈ પણ હરકત નથી. આતો એક ઉસ્તાદજી કરીને સારો ગવૈયો આપણા શહેરમાં આવ્યો છે, તેણે આજે કચેરીમાં સુંદર આલાપ સાથે ગાયન કર્યું તેથી અમો બધા ખુશી ખુશી થઇ ગયા; આવા સુંદર ગાનારાના ગાયનથી તમો વિમુખ રહો નહિ તેમ ધારી તેનું આવતી કાલે તમારા રાણીવાસમાં ગાન કરાવવા મારો વિચાર છે.

રમાદેવી:-જી મહારાજ, ઘણોજ ઉપકાર. ભલા ઠીક, અમો પણ થોડો વખત આનંદ અનુભવીશું. જો કે આપના સહવાસમાં સદા આનંદજ છે, તો પણ તેથી કાંઇક વધારે આનંદ થશે.

ચંદ્રસિંહજી:-દેવી ! આ બાબત રાણીવાસમાં સર્વેને ખબર આપશો, તથા આપણા પ્રધાનજી પુનમચંદ્રને ઘેર પણ આમંત્રણ મોકલી તેમના ઘરમાંથી સુશીલા દેવીને તથા બીજાં તમોને યોગ્ય લાગે તેમને ત્યાં આમંત્રણ મોકલી સ્રીવર્ગનો મેળાવડો કરશો.

રમાદેવી:-જી પ્રાણનાથ ! આપનો હુકમ છે તો સુશીલા દેવીને તથા તેમની દીકરી કમળાગૌરીને તથા આપણા સેનાધિપતિ ભૂપતરાયને ત્યાંથી મેનકાવતિને તથા બીજી અન્ય ગૃહસ્થ બાનુઓને આમંત્રણ આપી બનતી મહેનતે મેલાવડો શોભાવીશું.

વાંચક ! બરાબર સાડાત્રણ વાગ્યા કે મેનકાવતી તથા શેઠ શાહુકારોના ઘરમાંથી સુંદર શણગાર સજી ને રંગબેરંગી સાડીઓ પહેરીને સુંદરીઓ રાણીવાસમાં આવવા લાગી. અહિં રમાદેવી સૌને યોગ્ય માન આપી સૌની જોડે મીઠી મીઠી વાત કરીને સૌને

યોગ્ય આસન બતાવતાં હતાં. આ વખતે કાળસિંહ પણ ત્યાં હાજર હતો કારણ કે ચંદ્રસિંહનો લાડકવાયો ભાણેજ એટલે તેને તો રાણીવાસમાં જવાને હરકત હતીજ નહિ. ગાન તાનના શોખને સારૂ તે પણ આવીને એક આરામ ખુરશી ઉપર પડયો હતો, ને કાંઈ તર્કવિતર્ક કરતો જણાતો હતો.

હજુ સુધી પુનમચંદ્ર પ્રધાનજીને ઘેરથી સુશીલાદેવી તથા કમળાગૌરી આવ્યાં નહોતાં. ઉસ્તાદજી પણ બરાબર ચાર વાગે આવીને હાજર થઇ ગયો હતો. અત્યારે ઘડીઆળમાં સાડાચાર વાગ્યા હતા, ને સૌ કોઇ સુશીલાદેવીની રાહ જોતાં હતાં. તેવામાં જેમ વીજળી વાદળ ચીરીને ચમકે તેમ એકાએક સામેથી સુશીલાદેવી પૂર્ણ શણગારમાં આવતાં જણાયાં. તેમની સાથે સુંદર વસ્ત્રમાં સજ્જ થયેલી ભર યૌવનમાં ખીલેલી બરાબર પંદર સોળ વર્ષની તરૂણ બાળીકા કે જે તેમની દીકરી કમળાગૌરી નામે હતી તે પણ ચાલી આવતી હતી. તણે સુંદર ચિનાઈ રેશમી સાડી પહેરેલી હતી. કંઠમાં એકાવળ હાર ઝગકી રહ્યો હતો, નાકે નથની, પગમાં ઝાંઝર અને કાને સોનાનાં હીરાજડિત્ર એરીંગ તેની શોભાને વધારો કરતાં હતાં. મંદ મંદ હાસ્ય કરતી, યૌવન પ્રાપ્ત થવાથી મદન રાજ્યથી શરમાતી, નીચું જોતી જોતી, હસતી હસતી તે તેની માતા સુશીલાદેવીની પાછળ પાછળ આવતી હતી. આ વખતે કાળસિંહની બંને આંખો તેના ઉપરજ ઠરી રહી. સુશીલાદેવીને જોતાંજ રમાદેવીએ તેમને યોગ્ય માન આપી પોતાની જોડે નિર્માણ કરેલી બેઠકે બેસાર્યાં.

રમાદેવી:–ઉસ્તાદજી ! હવે તમારૂં ગાન શરૂ કરો.

હુકમ થતાંજ સારંગી કુણુ કુણુ થઈ, ચુચુ થઈ, અવાજ કરવા લાગી. નરઘાં ઉપર થાપ શરૂ થઇ ને ગાયન આલાપ સાથે શરૂ થયું.

ગઝલ.

મનોહર મોહિની સંગે, રહે છે ભોગી જે ભમરો;
ખરે તે ભાગ્યશાળી છે, ધરામાં ધન્ય તે જનમ્યો:—મનોહર.
વહે જ્યાં નેહની નદિઓ, પ્રિતમના પ્રેમ સરવરમાં;
જીગર જુદાં નહિ જેમાં. ઉમળકે પ્રેમી તરવરતાં:—મનોહર.
ક્ષુધાતુર થઇ સદા રહેતી, પ્રિતમની વાટડી જોતી;
નયન રશ્મિ મીલન થાતાં, ઉમળકે ઉભરે છાતી:—મનોહર.
અન્યોનાશ્રય વિષે રહીને, હિંચે છે પ્રેમ હિંદોળે;
વહેમો વિપ જલાવીને, જીગર અદ્વૈતથી ડોલે:—મનોહર.
સલુણી સુંદરી સંગે! મનુષ્ય તે દેવ થઇ રહેતો;
સતિના પતિ થકી હરદમ, ખરેખર કાળ છે ડરતો:—મનોહર.

કાસાર.

ગાન પુરૂં થયું, કાળસિંહની ચાલાક આંખો તો કમળાગૌરીનેજ જોઇ રહી હતી. આ ગાયન તેને બહુજ ઉશ્કેરણી રૂપ થયું. કહ્યું છે કે:—

હીરો જાતે એક છે, જ્ઞાનિ મુરખ કર જાય;
જ્ઞાનિ લેઈ ચુમશે, મુરખ ધર: મરી વટાય.

અહા! કામી પુરૂષો આ હાડકા ચામડાના શરીર પર કેવા આશક થાય છે, ને અંતે દુ:ખી થઇ કેવા ફના ફના થાય છે! આવું સુંદર ગૃહ સંસારનું ચિત્ર ખડું કરતું કાવ્ય તમામ રાણીવાસ સાંભળીને સ્નેહના સાગરમાં ગરકાવ થયાં; ત્યારે આપણા

કાળસિંહે અધર્મની લાગણીઓ તરફ તે કાવ્યનો બંધબેસતો અર્થ કર્યો.

કાવ્યની પહેલી ટુંકથી તેને એમજ થયું કે મારે આ મનમોહિનીની સંગે રહેવાનું હોય તો મારો જન્મ ખરેખર ધન્યવાદને પાત્રજ છે; સબબ આખા કાવ્યનો સાર પોતાને બંધબેસતો કરવા લાગ્યો, ને કમળાગૌરીના ઉપર વધારે વધારે આશક થતો ગયો. આખરે ગાન પુરૂં થતાં જલસો વીખરાયો. કમળાગૌરી તથા સુશીલા પણ પોતાને મકાને જવાને તૈયાર થયાં ને રમાદેવીને પ્રણામ કરી ગાડીમાં બેઠાં.

કાળસિંહે પોતાની પાસે ઉભેલી એક દાસીને પુછી જોયું તો જણાયું કે તેના હ્રુદયમાં બિરાજેલી સુંદરી પુનમચંદ્ર પ્રધાનની દીકરી હતી. ગમે તેમ કરી હવે તેને પોતાને કબજે કરીને પોતાની ઇચ્છા તૃપ્ત કરવી તેવા ઇરાદાથી તેણે પોતાના મનમાં દૃઢ સંકલ્પ કર્યો અને ઘર તરફ રવાના થયો.

વાંચક! એજ બનાવના રંગથી રંગાએલા કાળસિંહે માનસિંહની સાથે ખટપટ રચી ગત પ્રકરણમાં જે કમળાગૌરીનું હરણ કર્યું તે બીના આવી ગઇ છે.



# પ્રકરણ ૧૦ મું.

## કાળસિંહનાં કૃત્યો.

પેલો નીરમાગેલી સુખ દુઃખ તણી ના ફરી શકે;
કદી સિંધુમાં ના ભરતી ચઢતી ઓટ વખતે.

કલાપી.

રાત્રિ સમસમાકાર કરતી ચાલી જાય છે. જ્યાં ને ત્યાં તમરાંઓના અવાજ કાને અથડાય છે. અંધકારથી કાંઇ પણ સુઝતું નથી. પર્વતો ઉપર શિકારી પ્રાણીઓની બરાડો ભયંકર અવાજથી સંભળાય છે. આવે વખતે એક ભયંકર બાવળીમાં પાંચેક માણસો ચુપાચુપ ચાલ્યાં જાય છે. વાંચક! આ માણસો તે આપણા કાળસિંહ તથા માનસિંહ તથા તેની જોડનાં માણસો હતાં. તે કમળાગૌરીનું હરણ કરીને નાસતાં હતાં. કમળાગૌરીને માનસિંહે પોતાના ખભા ઉપર મોમાં ડુચો મારીને ઉચકી લીધી હતી. આગળ ચાલતાં એક ભયંકર મોટું વિવર આવ્યું તેમાં તેઓ પેઠા; તે ભોંયરામાં પત્થરમાંથી કોરી કાઢેલાં પગથીઆં હતાં. અંધકારને માટે તો પૂછવુંજ શું! આગળ ચાલતાં થોડાંક પગથીઆં ઉતર્યા ત્યારે એક મોટું ચોગાન આવ્યું ત્યાં સહેજ સાજ તારાઓનો પ્રકાશ પડતો હતો તેમાં થઇને આ મંડળ પસાર થવા લાગ્યું. પાછું આગળ ચાલતાં એક દરવાજો આવ્યો; તેનાં બારણાં ઉઘાડવાને યુક્તિ હતી, બારણાથી સામે

દશ કદમ એક પત્થરની બિલાડી બેસાડેલી હતી, તે બિલાડીના માથા ઉપર એક સાંકળ હતી તે ખેંચવાથી દરવાજો ઉઘડતો હતો. માનસિંહે તે સાંકળ ખેંચી કે દરવાજો ઉઘડી ગયો. પછી તે મંડળે દરવાજામાં થઇને આગળ ચાલવા માંડયું; આગળ જતાં પગથીઆં ચઢવાનાં આવ્યાં, તે ચઢી આગળ એક મોટા તળાવ પાસે નીકળ્યા, ત્યાં એક ઓરડી હતી. તે ઓરડીની પરસાળમાં એક જટાધારી સાધુ બેઠો હતો; તેની પાસે જઇને આ મંડળે પ્રણામ કર્યા.

માનસિંહઃ—ગુરૂજી આજે તો ધાર્યા પ્રમાણે કામ પાર પાડયું છે; હવે તેને સાચવવું એ તમારી મહેરબાનીથીજ બને તેમ છે. આ જુવો!

એમ કહી માનસિંહે કમળાગૌરીને નીચે ઉતારી મોમાંથી ડુચો કાઢી નાખ્યો. કમળાગૌરી, આ સાધુ તથા તેની જોડે પોતાના ચંદ્રસિંહજી મહારાજનો ભાણેજ કાળસિંહ તથા બીજા માણસોને જોઇ ભયભીત થઇ ગભરાઇ ગઈ, ને વિચારવા લાગી કે આ દુષ્ટો મને અહીં શું કામ લાવ્યા હશે? ઓ હરિ! એમ બોલી એકદમ પૃથ્વી ઉપર બેભાન થઇને પડી ગઈ.

કાળસિંહઃ—માનસિંહજી! આપણે હવે જેમ બને તેમ જલદી નગ્ર તરફ પાછા ફરવું જોઇએ; આ મનમોહિનીને અહીં મહારાજને સોંપો, ને આપણે હવે ચાલો; કારણ કે જો આપણી ગેરહાજરી નગ્રમાં જણાશે તો વખતે વાત ચર્ચાશે ને કરેલા કામમાં વિઘ્ન આવશે માટે તે બાબત પૂરતો બંદોબસ્ત કરી તેને કેદ કરી તમારા ગુરૂ મહારાજને સોંપીને ચાલો. આપણે કાલે

દિવસે અત્રે આવીશું ને પછી તેની પૂરતી ગોઠવણ કરીશું.

કાળસિંહ પોતાનું કૃત્ય કોઈ ન જાણે તેટલા માટે તે કન્યાની દેખરેખ મહારાજને સોંપી પોતાના ઘેર આવ્યો, ને જુવે છે તો પોતાની પરણેત પ્રિયા તેજબા ભર નિદ્રામાં છે. તેથી તે પણ આખરે એકાદ કલાક વિચારનાં વમળો ઉથલાવી આખરે સૂઇ ગયો. રાત્રી ચાલી, બાર વાગ્યા, એક થયો તેવામાં દૈવયોગે સતી તેજબાની આંખ ઉઘડી ગઇ તો જોડની પથારીમાંથી કાંઈ અવાજ આવતો જણાયો.

બસ બસ, હવે કમળા મારીજ થઇ, હું તેને રમાડીને રાસ ખેલીશ, તેને હૃદય આપીશ....મહારાજ....માનસિંહ....વીગેરે શબ્દો ગલ્લાંતલ્લાં બોલાતા હતા. આ શબ્દો કાળસિંહ પથારીમાં પડયો પડયો ઉંઘમાં બબડતો હતો.

તેજબા ચમકી, અહો આ શું! મારા સ્વામી આ શું લવે છે! કમળા વળી કોણ ! વળી કોને હૃદય આપશે? અરે આવા શબ્દો આજે આ શું બોલે છે? મને આમાં કાંઇ સમજ પડતી નથી; આમ વિચાર કરે છે તેવામાં વળી બીજા શબ્દો પણ સંભળાવા લાગ્યા.

બસ હવે મને શું કરશે? પ્રધાન....ઠેર મારૂં....યાદ રાખજે બચ્ચા....બસ પ્યારી, વ્હાલી....હવે હું રાજા....સત્યાનાશ....કરૂં....માનસિંહ....હાથ આવી ગઇ....ચાલો....મારો...ખબડદાર.

અહા પ્રભુ આ શું? મારા પતિના શરિરને કાંઇ આજે ચેન નથી. ચાલ, હું તેમની પાસે જઇ લગાર હાથ ફેરવી જાગ્રત કરીને શાન્તિ આપું. એમ બોલી તેજબા કાળસિંહની

પથારીમાં આવી પતિદેવના શરીરે કોમળ હાથ ફેરવવા લાગી; કોમળાંગીના કર સ્પર્શથી કાળસિંહ એકદમ ચમકીને જાગ્યો. તેને કોઇ પકડવા આવ્યું છે ને તેને પકડયો એમ ઉંઘમાં ભાસ થવાથી એકદમ છલંગ મારી પથારીમાંથી કુદયો ને સતેજ થઇ ઉભો રહી બોલવા લાગ્યો, કોણુ ? કોણુ છે ?

તેજબા:-સ્વામીનાથ ! આપ કેમ આજે આટલા બધા ગભરાઈ ગયા છો ? આપના શરીરને આજે કાંઇ પૂર્ણ સુખ જણાતું નથી. હું તમારી દાસી, તમારી પાસે આવીને બેઠી છું. આપ ઉંઘમાં શું બોલતા હતા ?

કાળસિંહ શાન્ત થયો ને બોલ્યો:-શું હું ઉંઘમાં કાંઇ બોલી ગયો કે શું ?

તેજબા:-હાજી ! આપના મનમાં કાંઇ ખરાબ વિચારો ચાલતા હોય તેવા શબ્દો હતા.

કાળસિંહ:-બોલ બોલ, હું શું બોલ્યો હતો ?

તેજબા:-વ્હાલા ! મને આપના વિષે જરા પણુ શક નથી, ને મારો પ્રભુ તેવો હોયજ નહિ, પણુ શબ્દો તો શંકાશિલ બનાવે તેવાજ હતા.

કાળસિંહ:-હું ઉંઘમાં બોલ્યો હતો, તે બધું શું તેં સાંભળ્યું હતું ?

તેજબા:-હાજી, બધા તો નહિજ પણુ થોડા થોડા પ્રાસ વિનાના તુટક તુટક શબ્દો બોલાતા હતા, તેનો ભાવાર્થ એવો હતો કે આપ કોઇ કમળા નામની સ્ત્રીને હૃદય આપવાના છો.

કાળસિંહ:-ઠીક, બીજું કાંઈ બોલાયું હતું ?

તેજબા:—ઘડીકમાં પ્રધાન, ઠેર મારૂં, રાજા થાઉં; આવું આવું આપ બોલતા હતા. વ્હાલા, આવા નકામા વિચારો છોડી દ્યો, ને શાન્તિ રાખી પ્રભુએ આપેલું સુખ ભોગવો, ને પ્રભુનો ઉપકાર માનો તો સારૂં. વ્હાલા! મારી જીંદગીના આધાર આપ છો; આપ આવા વિચાર કરી નકામું શાને માટે શરીર બગાડો છો? તમારા મામાશ્રીએ આપને મોટા કર્યા; આપ તેમને દીકરા સમાન છો; તે આપનેજ રાજ્યગાદી આપવાના છે, ને આપશોજ. વળી કદાચ તેમ નહિ બને તો તેથી શું? પણ આપણે લુણહરામ થવું તે આપને ન ઘટે?

તેજબાના શબ્દો સાંભળી કાળસિંહનું મુખ કરમાઇ ગયું ને વિચાર્યું કે આ સ્ત્રી અમારી બધી ખટપટ જાણી ગઇ છે; વળી તે વાત ફુટશે તો મારા મામાશ્રી મને ઠેર મારશે. વળી રાજબાજની તો પછી વાતજ શી? આ સ્ત્રીની પાસેથી વાત ફુટશેજ, કારણ કે સ્ત્રીનો વિશ્વાસ રખાય નહિ, માટે આનો કાંટો હવે જેમ બને તેમ જલદી કાઢવોજ, નહિતર બાજી બગડીજ સમજવી, તેમ ધારી લગાર દાંત પીસીને મોં ઠાવકું રાખી બોલ્યો.

પ્રિયે! મને આજે ઘણુંજ અજાયબ સ્વપ્નું આવ્યું ને તેથીજ એવું ખરાબ બોલાઇ જવાયું હશે, હું તે વિષે કાંઈ પણ જાણતો નથી.

તેજબા:—નાથ! દિવસના વિચારોજ ઘણી વખત રાત્રિના વિષે સ્વપ્ના અવસ્થામાં પોતાના શરિર ઉપર સામ્રાજ્ય મેળવી શકે છે. માટે એવા વિચારોને દિવસે પોતાના હૃદયમાં સ્થાન આપવું જોઇએ નહિ.

આ સ્ત્રી બધું જાણી ગઇ છે, ને જરૂર તે વાત સવારે બહાર ફુટશે તો ખુવારીજ થશે; માટે તેને તો અત્યારેજ યમપુરીમાં મોકલી દેવી જોઇએ. એમ વિચારી મોં ઠાવકું રાખી કાળસિંહ બોલ્યો; પ્રિયે! હવે મને આરામ છે, હવે તું સુઇ જા, વધારે જાગીશ તો તારૂં શરિર ખરાબ થશે.

તેજબા:–સ્વામીનાથ! તમારે સુખે હું સુખી ને તમારે દુઃખે હું દુઃખી એ મારો પરમ ધર્મ છે. આપ જાગો છો, વળી આપના શરીરને સુખ નથી તો મારાથી કેમ ઉંઘાય!

કાળસિંહ આ શબ્દોથી ગભરાયો; સવાર થઈ જશે તો કાંઇ ઉપાય ચાલશે નહિ એમ વિચારી તે એકદમ વિકરાળ વાઘની માફક તેજબા ઉપર તુટી પડયો. “રાંડ મારી વાત સાંભળવાનો તારો શો અધિકાર છે?” એમ બોલી મોમાં ડુચો મારી, હાથ પગ બાંધી તેજબાને એક મજબુત કપડાની ગાંસડીમાં બાંધી ને પોતાના ખભા ઉપર નાખી ત્યાંથી તેણે પલાયન કર્યું. વાંચક, આ વખતે રાત્રીના ત્રણ વાગ્યા હતા. કાળસિંહ ગાંસડી લેઇ ગામની ભાગોળે આવ્યો; તે ગાંસડી તેણે વિચાર કરી એક ઝાડની ડાળીએ લટકાવી, ને ત્યાંથી માનસિંહને બોલાવવા તે નગ્રમાં પાછો ગયો.

વાંચક! કાળસિંહનો વિચાર માનસિંહને બોલાવી લાવી તેની મદદથી આ તેજબાનું ખુન કરીને તેની લાસ કોઇને હાથ ન આવે તેમ વ્યવસ્થા કરવાનો હતો. તેથી તેજબાની ગાંસડી ઝાડે લટકાવી તે માનસિંહને બોલાવા ગયો. કાળસિંહે માનસિંહને ઘેર આવી તેને જગાડયો, ને તેને બધી વાત જણાવી પોતાની સાથે આવવાને કહ્યું.

વાંચક ! કાળસિંહ તથા માનસિંહ બંને જણા તૈયાર થઈ જે ઠેકાણે ગાંસડી લટકાવી હતી તે ઠેકાણે આવ્યા ને જોયું તો ગાંસડી ત્યાં નહોતી; આથી બંને જણા ગભરાઇ, આજુબાજુ તપાસ કરવા લાગ્યા; પણ કાંઇ વળ્યું નહિ ને કાંઇ મળ્યું પણ નહિ, કહ્યું છે કે:–

તમારી શસ્ત્ર તલવારો, ભલે નાગી કરી મારો;
હમારો રામ બેલી છે, અમોને સાહ્ય કરનારો.

વળી જેને રામ રાખે તેને કોણ મારી શકે ?

અંતે ગભરાએલા વદને બન્ને જણા એક બીજાના સામું જોવા લાગ્યા.

માનસિંહ:–સરદાર સાહેબ, હવે આપણે આ શહેરમાં ટકવું જોઇએ નહિ; કારણ કે આ વાત છાની રહેવાની નથી, તેથી બાજી કથળી જશે.

કાળસિંહ:–હવે જે બન્યું તે ખરૂં, પણ આપણે નાહિંમત થવું નહિ; ભલેને ગમેતેમ થાય પણ સિંહ ડરતા હશે ? ડુંગર અને પર્વતમાં ફરી બહારવટાનો ધંધો કરીશું પણ જે પકડયું છે તે શિકાર તો છોડવોજ નહિ. રાજ્ય પણ કયાં જવાનું છે ? કોનામાં તાકાત છે કે આ કાળસિંહની શુરી સમસેર આગળ ટકી શકે ? સમજ્યો, પણ ઉભો રહે હજુ સવાર થવાની વાર છે, માટે હું મારા મહેલમાં જઇને જે નગદ નારાયણ હાથ આવે તે લેઇને અડધા કલાકમાંજ આવું છું; તું અહીં ઉભો રહેજે, પછી આપણે અહીંથી પલાયન કરીશું.

વાંચક ! ઉપર પ્રમાણે, માનસિંહને ઉભો રાખી કાળસિંહ પોતાને ઘેર દોડતો આવ્યો. ઘરમાંથી તમામ કીમતી કપડાં, હીરા માણેકોનાં ઘરેણાં તથા રોકડ નાણું જે પોતાની પાસે હતું તે બધું એક મોટી ગાંસડીમાં બાંધી,—ને તે ગાંસડી ખભા ઉપર લેઈ, બહાદુર બંગલા બહાર નીકળી ગયો. માનસિંહ ઉભો હતો ત્યાં અડધા કલાકે બરાબર આવ્યો ને ત્યાંથી તે માનસિંહના ગુરૂ મહારાજ શિવગરની પાસે ઉપડી ગયા.

## પ્રકરણ ૧૧ મું.

### હરિદાસ મહારાજનો મઠ.

નહિ મીલે દુનિયાકો ઢુંઢે, નહિ મીલે આકાશમેં;
નહિ કીસીકે દૂર રહેતા, નહિ કીસીકે પાસમેં.
ઘી તો રહેતા દૂધમાં પણ, બે મથે મીલતા નહિ;
એતો રહેતા આપમેં પણ એ ભજે મીલતા નહિ.
જાણતે તુંમ સરબસર, ફીર માનતે તુંમ ક્યું નહિ;
આયકે જગ બીચ્ચ અંધા, ફીર સમજતા ક્યું નહિ.

સાંભળેલું.

રાત્રિના ત્રણ વાગ્યા છે, જ્યાં ને ત્યાં શિકારી પ્રાણીઓના ઘુઘવાટનો અવાજ સંભળાય છે ને ચારે બાજુ અંધકાર છવાઈ રહ્યો છે. આવા ભયાનક સમયે પૂર્વ દિશા તરફથી કાંઇ પ્રકાશ આવતો જણાયો. ધીમે ધીમે પ્રકાશ વધ્યો, ને મસાલોના પ્રકાશની સાથે કોઇ અબધુત જોગીઓની જમાત આવતી જણાઇ. આગળ એકના હાથમાં બળતી ઘીની મસાલ હતી, તેની પાછળ એક જટાધારી મહાત્માને બે ચાર મસ્ત જોગીઓએ ઉચકી લીધા હતા, ને બાકીના બધા રાધેકૃષ્ણ દેવકી જય, ગુરૂમહારાજકી જય રામચંદ્ર દેવકી જય. એમ જય જયના ધ્વનિ પોકારતા તે મહાત્માની આજુબાજુ કુંડાળે ચાલતા હતા; આથી ખાસ જણાઇ આવતું હતું કે પેલા સાધુઓએ ઉચકી લીધેલા મહાત્મા આ

મંડળીના ગુરૂ હોવા જોઇએ. આ મંડળ ચાલતું ચાલતું જે ઝાડે તેજબાની ગાંસડી લટકાવવામાં આવી હતી તે ઝાડ તળે આવ્યું. તે મંડળમાંથી એક સાધુની નજર ઉંચે ડાળે લટકી રહેલી ગાંસડી ઉપર પડી. તેણે ગુરૂમહારાજની આજ્ઞા માગી ને તે ગાંસડી નીચે ઉતારી છોડી તો તેમાંથી હાથ પગ બાંધેલી તથા મોમાં ડુચો મારેલી કોઈ નવયુવાન અબળા દીઠી. આ સ્ત્રી આ વખતે બેભાન અવસ્થામાં હતી.

ગુરૂમહારાજે તે બાઇના મોમાંથી ડુચો કાઢી નાખી તેને મુક્ત કરવા તથા પોતાના મઠમાં તેને ઉચકી લેવા સાધુઓને હુકમ કર્યો.

આ મહાત્માનું નામ હરિદાસ મહારાજ હતું. તેમણે પોતાના સાધુઓ પ્રત્યે દયાર્દ્ર ચહેરે કહ્યું:-પ્રિય વત્સો! આ બાઇ કોઇ દુ:ખી જણાય છે, તેને હરકત ન થાય તેવીજ રીતે ડોળીમાં સુવાડી આપણા મઠમાં ઉપાડી લ્યો.

ગુરૂમહારજનો હુકમ થતાંજ તેજબાને માટે ડોળી તૈયાર થઇ ને તેને તેમાં સુવાડી, બે અલમસ્ત સાધુઓએ તે ડોળી ઉપાડી લીધી. આ મંડળ આગળ ચાલવા લાગ્યું; ચાલતું ચાલતું મણીકુટ ગિરિ ઉપર ચઢવા લાગ્યું; આગળ જતાં એક મોટું વિશાળ મેદાન આવ્યું, પવિત્ર અમૃતવાહિની સરિતા અહીં થઇને વહેતી હતી. ચારે બાજુ સુંદર નવપલ્લવ ઝાડી આવી રહેલી હતી, આવા આનંદકારી સ્થળમાં મહાત્મા હરિદાસજીનો રામમઠ નામે સુંદર આશ્રમ શોભતો હતો. આ આશ્રમની જગા આગળના એક મોટા દરવાજામાંથી પસાર થતાંજ સામે સુંદર

રંગબેરંગી શોભાયમાન શ્રીવિષ્ણુ ભગવાનનું મંદિર આવેલું હતું. તે મંદિરની જોડમાં બે નાની નાની ઓરડીઓ હતી, તેમાંની એકમાં મહારાજશ્રી હરિદાસજી પોતાનો નિવાસ રાખતા હતા અને જોડની બીજી ઓરડીમાં સરસામાન પડયો રહેતો હતો. સામેની અડાળીમાં સાધુઓની જમાત મોટાં મોટાં જંગલનાં લાકડાં ધીકાવી આનંદથી નીવાસ કરતી હતી.

વાંચક! આવા સુંદર મનોહર સ્થાનમાં મહાત્મા હરિદાસજી ને તેમની જમાતે પ્રવેશ કર્યો. તેજબાને ડાળીમાંથી બહાર કાઢી મહાત્માના હુકમ પ્રમાણે તેને સાવધ નહિ કરતાં સરસામાન-વાળી ઓરડીમાં પથારી કરી સુવાડવામાં આવી.

આ વખતે પ્રભાત થયું હતું, તેથી તમામ મંડળ આન્હીક કર્મ કરવામાં જોડાયું.

પ્રથમ મહાત્મા હરિદાસજી સ્નાન કરી એક ચોખ્ખું ધોએલું વસ્ત્ર પહેરી શ્રીવિષ્ણુ ભગવાનના મંદીરમાં દાખલ થયા, ને એક પ્રભાતીઉં લલકારવા લાગ્યા.

પ્રભાત સમય થયો મંગલકારી,
આતમ દેવ જગાવો હોજી—પ્રભાત૦
ૐ હરિ! ૐ ૐ! જપો જાપ સોહમ્,
પ્રણવનો મંત્ર પોકારો હોજી—પ્રભાત૦
જળ સ્થળ વનમાં, ભૂતળ ગગનમાં,
સોહમ્! સુર......જગાવો હોજી—પ્રભાત૦
મમ થકી ન્યારી બીજી ચિજ નાહિ,
જ્યાં ને ત્યાં મારો ફેલાવો હોજી—પ્રભાત૦

દેવ કે દાનવ, સ્નેહિ કે વૈરી,
સઘળે સ્થળે હું દેખાણો હોજી—પ્રભાત૦
બ્રહ્માંડ સઘળું એક હું બ્રહ્મથી,
કાસાર ઉર છલાવે હોજી—પ્રભાત૦

કાસાર.

મહાત્મા હરિદાસ આ વખતે એકાગ્ર ચિત્તે ભકિતમાં લીન થઇને પ્રભાતીયું ગાતા હતા; તેથી તે સર્વેને આનંદ આપતું હતું; પ્રભાતિયું પુરૂ કરી મહાત્મા શ્રી વિષ્ણુ ભગવાનની પુજા કરવાને લાગ્યા. પવિત્ર અમૃતવાહિનીના નિર્મલ પાણીથી વિષ્ણુ ભગવાનને નવરાવ્યા. વસ્ત્ર, ઘરેણાં અને મુગટથી શણગાર્યા ને પછી સુવાસિત ચંદન અર્ચન કરી હરિદાસજી એક ચિત્તે ધ્યાન ધરવાને પદ્માસન વાળીને બેઠા. ધ્યાનનો સમય એક કલાકનો પૂરો થયો કે મહાત્મા જયહરિ જયહરિ બોલતા ઉભા થયા, ને મંદીરમાંથી ઘંટ તથા નોગત બજાવવાના ડંકા બહાર કાઢયા.

સાધુ મંડળ આ વખતે નાહિ ધોઇને પ્રભુની ભકિતમાં લીન થયું હતું. તમામ સાધુઓ મંદીરની અડાળીમાં આવી ગોઠવાઇ ગયા હતા, ને પ્રભુના ધ્યાનમાં પદ્માસન વાળી એક ચિત્ત થયા હતા.

હરિદાસજીએ ઘંટ, ડંકા બહાર કાઢયા જાણી તમામ સાધુ મંડળ ઉભુ થયું; રાધેકૃષ્ણ દેવકી જય! ગુરૂમહારાજકી જય પોકારી નોબતનો અવાજ શરૂ થયો, ઘંટ વાગવા લાગ્યા, ને શ્રી ભગવાનની મંગળાની આરતિ શરૂ થઇ. મહાત્મા હરિદાસજી આરતિ ઉતારતા હતા ને નીચે પ્રમાણે બોલતા હતાઃ—

જયદેવ ! જયદેવ ! જય જય ત્રિભુરાયા પ્રભુ. (૨)
મંગળ આરતી કીજે આનંદ ઉભરાયા......જયદેવ જયદેવ.
બ્રહ્માંડાધિ ભૂપ તું તારણ દેવા પ્રભુ. (૨)
આનંદ મંગળ થાવા, કરીએ તુજ સેવા......જયદેવ જયદેવ.
તું દેવાધિ દેવ, સચરાચર સ્વામી પ્રભુ (૨)
પતિત ઉદ્ધારક દેવા, નમીએ શિશ નામી......જયદેવ જયદેવ.
મન કર્મ ને વચને દોષો, દાસોના થાતા પ્રભુ (૨)
પતિત પાવન પ્રભુજી, માફી તુજ મ્હાતા......જયદેવ જયદેવ.

कासार.

આરતિ પુરી થઇ, નોબત તથા ઘંટ વાગતા બંધ થયા, સર્વે સાધુઓ એક સાથે બોલ્યા રામકૃષ્ણ દેવકી જય! ગુરૂ મહારાજકી જય! હનુમાન ગરૂડ દેવકી જય! ઉમાપતિ મહાદેવકી જય! સબ સંતોકી જય! પ્રભાત સમયકે મંગળા આરતિકી જય, જય સીતારામ.......ના ધ્વનીથી આકાશ ગાજી રહ્યું. દરેક સાધુ ગુરૂમહારાજ હરિદાસજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી એક જોડે એક એમ મહાત્મા હરિદાસજીની સામે ગોઠવાયા. આ વખતે મહારાજશ્રી શ્રીમદ્ યોગવાસિષ્ઠ મહારામાયણની કથા વાંચતા હતા. મહારાજે કથા શરૂ કરી ને સર્વે શ્રોતાજનો એક ચિત્તે શ્રવણ કરી તે અમૃત રસનું પાન કરવા લાગ્યા.

અહા! બન્ધુ વાંચકો! આવા મંગળમય સ્થાનમાં જગતની ઉપાધીઓ પેસી શકતી નથી; અહીં તો આનંદ આનંદ ને આનંદજ હમેશાં નિવાસ કરે છે; વળી સતસંગની તો બલીહારીજ છે. તુલસીદાસ મહાત્મા કહે છે કે:-

એક ઘડી આધી ઘડી, આધીમેં પુની આધ;
તુલસી સંગત સાધુકી, કટે કોટી અપરાધ–શીયાવર.

પણ બન્ધુઓ! સંત કોણુ ને ધુતારા કોણ, તે ઓળખવા હાલ તો બહુજ મુશ્કેલ છે. આપણા સમાજોમાં ઢોંગી ને ધન-ધુત્તાઓ વધી પડયા છે; આવા વેષધારી સાધુઓ બહારથી અમે તો લક્ષ્મીને અડતા નથી એવો ડોળ બતાવે છે, પણ અંદર તો પોલંપોલજ જોવામાં આવે છે.

પૈસાને અડે નહિ ને સુવાને મશરૂની તળાઇ ને ગાલ-મશુરીઆં, ઉપર અસલ ધોએલી ચિનાઈ ચાદર ને એક વેંત ઉંચુ ઓશિકું, વળી રહેવાને મોટા બંગલા, હીંચવાને હીંદોળા-ખાટ, ને આવા સ્થળનું નામ ત્યારે મંદીર અગર મઠ. ખાવાને શિરા પુરી, બે વખત કઢેલાં દૂધ, નાવાને ગરમ પાણી, અહા! આ શું ઓછો વૈભવ છે? વાંચક! પૈસાને અડકવાનું પછી શું કામ રહ્યું? પૈસાની તીજોરીની કુંચીઓ પોતાની પાસે રખાય, ને કારભારી યા મુનીમની માર્ફતે બધું કામ થાય, કહો પછી પૈસાને અડકવાનું શું કામ છે?

વળી જે સમાજના ઉપર ઘોડા ગાડીઓ, મેના, હાથી, મોટા મોટા બંગલાઓ, આરામચેરો, સોના રૂપાની પાવડીઓ, વિગેરે રાખે છે તે સમાજને તો ધર્મને નામે સમજાવવાને "પ્રભુની ભકિત કરો, કલ્યાણ થશે," આટલાજ શબ્દોમાં બોધ પતી જાય છે. વળી કોઈ વધારે ડોઢ ડાહ્યો હોય તો સંત સાધુને આપવુંજ જોઇએ; પોતાની કમાઇનો દશાંશ ભાગ જરૂરજ પુન્યમાં કાઢવો જોઇએ, બ્રાહ્મણુને ને સાધુને આપવાથી બહુજ

પૂન્ય થાય છે; વળી ગુરૂની સેવામાં તો હરદમ તત્પરજ રહેવું જોઇએ, ને ગુરૂ ગમે તેવા હોય પણ તેમની નિંદા કરનાર નરકે જાય છે, વિગેરે આપ મતલબી શબ્દો પોતાને પેટ ભરવાની ખાતર સમાજમાં સંબોધે છે; ને પોતે ગુરૂ છે ને બાકીના બધા સેવક અરે રળીખાવાના બળદ છે, એવું માને છે ને મનાવે છે. સમાજે આમ કરવું જોઇએ, તેમ વર્તવું જોઇએ, એમ કહેવું છે, ને પોતે તો બ્રહ્મજ્ઞાની એટલે અગ્નિને ઉધેઈ લાગેજ નહિ. એટલે પોતે તો સર્વ કાર્ય કરી શકે! પરસ્ત્રીઓ સાથે એકાંતમાં વખત ગાળે ને કહે કે હું તો ગુરૂ-દિક્ષા આપુછું; અરેરે પ્રભુ! આતે ધર્મ કે ઠગી લેવાનું કર્મ. શિવ, શિવ, શિવ!

હિંદુઓ! સમજો બાપુ! સમજો, ભાઇઓ ધર્મને નામે ધતિંગ બહુજ વધી ગયાં છે.

સાચો ધરમ લ્યો જાણી મેરે દાતા, સાચો ધરમ લ્યો જાણીરેજી;
સનાતન શાસ્ત્ર પ્રમાણી મેરે દાતા, સાચો ધરમ લ્યો જાણીરેજી.
ઘણા વરસ લગી સાધુ સેવ્યા, આતમજ્ઞાન ન જાણ્યુંરેજી;
ગુરૂ બિચારા પેટ ભરા હો, કાં તો મુરખ પ્રાણીરેજી—સાચો.
કલ્પવૃક્ષ શેવે ભૂખ ન ભાગે, કલ્પ નહિ તે બાવળરેજી;
કહો તો ખાનારને ખાવા કેરી, આળસ કે અજ્ઞાનીરેજી—સાચો.
વાડા બાંધી પાડા બનાવ્યા, છાપથી આંકયા ભાઇરેજી;
કંઠી કેરી નાથ ઘલાવી, ધન ધુતાથી ઠગાયારેજી—સાચો.
મઠ બાંધે મંદીરો રાખે, હાથી ઘોડા મેનાંરેજી;
તે સરવે તમ ધન પરતાપે, મોજ મઝા ઉડાવેરેજી—સાચો.
પધરામણીમાં પગ અડાડે, રૂપીઆ માગે કોડીરેજી;
બોલો ભાંઈ શું જ્ઞાન બતાવ્યું, ઠગવા બાજી માંડીરેજી—સાચો.

મારૂં સાચું બીજું ખોટું, કહે ગુરૂ અજ્ઞાનીરેજી;
ગુરૂ દત્તાત્રયે ચોવિશ કરીઆ, જુવો વાત વિચારીરેજી—સાચો.
સત્ય પાળો ને નિતિ રાખો, કુ વિચારને કાપોરેજી;
દુઃખી પ્રાણી પર દયા વરસાવો, એજ ધરમને સ્થાપોરેજી—સાચો.

કાસાર.

બંધુઓ સમજો, આવું ધતિંગ જોવામાં બહુ આવે છે. માટે ભાઇઓ સત્ય શું ને અસત્ય શું તેનો વિચાર કરો, ને પછી ખરા ધર્મને રસ્તે ચાલો! પ્રભુ કાંઇ એક ઠેકાણે નથી:—

ખાલી જગ્યા ખોળીએ, કણી મુકવા કામ;
ક્યાંએ જગકર્તા વિના, ઠાલું ન મળે ઠામ.

દલપતરામ.

તે તો સર્વ સ્થળે રસબસ ને તરબતર વ્યાપિ રહેલો છે.

આ હરિદાસ મહાત્માના મઠમાં તો હાથીએ ન હતા, ને ઘોડા પણ ન હતા. દરેક સાધુને માટે અકેકી કાંબળી બસ હતી, ને તેમનો ઉદર નિર્વાહ ફળ, ફુલ, તથા જંગલનાં કંદમૂળ ઉપરજ ચાલતો હતો. મહાત્મા સમર્થ તત્વજ્ઞાની હતા, જાણે બીજા રામતિર્થ સ્વામી ન હોય? તેવા જણાતા હતા. લોકોને સત્યજ્ઞાનનો ખરેખરો બોધ કાંઈ પણ સંકોચ વિના બતાવતા હતા, ને પોતે પણ 'ૐ સર્વ ખલ્વિદં બ્રહ્મ' એ સુત્રને અનુસરતા હતા. ગરિબ દિન દુઃખીને પોતાના આશ્રમમાં રાખતા ને તેને ભકિતનો રસ પાતા ને પીતા. વળી હરિદાસજી વૈદક વિધામાં ઘણાજ કુશળ હતા. ફરતા ગામડાના લોકો મહાત્માની દવાથી ઘણા અસાધ્ય રોગોથી મુક્ત થયા હતા, ને પૂર્ણ આનંદ પામી મહાત્માનો ઉપકાર માનતા હતા. મહાત્માને કોઇ કાંઇ

આપવા આવતું તો તેને એટલોજ ઉત્તર આપતા કે "ભાઇ અમો તો સાધુ છીએ; અમારે કાંઈ પણ વસ્તુની જરૂર નથી; ગમે તે દુઃખી મનુષ્યને સહાય કરો, અમારે તેની જરૂર નથી; અમારે માટે કુદરતે ઉત્તમ પાણી, ચોખ્ખી હવા ને વનમાં ફળ, ફુલ ને કંદમૂળ તૈયારજ કરી રાખ્યાં છે, અમારે બીજી વસ્તુની જરૂર નથી."

પણ કદાચ કોઇ ખાસ આગ્રહ સાથે ઘણાજ પ્રેમથી મહારાજના મઠને કાંઇ મદદ કરવા ધારતું તો તેની પાસેથી તે સાધુ મંડળમાં કોઇને કાંબળી અગર કમંડળ જરૂર પડતુંજ અપાવાતું બાકી ૐ શાન્તિ!

આ વખતે હરિદાસજી મહારાજે કથામાં સારો ભક્તિરસ તથા જ્ઞાનરસ રેલાવી સર્વ સભાને છક બનાવી દીધી હતી. કથાનો વિષય ઉત્પત્તિ પ્રકરણના સર્ગ ૭૯ માં કર્કટી રાક્ષસીએ ભીલ લોકોના વિક્રમ નામે રાજાને જે ૭૨ પ્રશ્ન પૂછેલા તેના તે રાજાએ તથા કાર્યસારીએ શું ઉત્તર કર્યા તે બાગતનો હતો.

મહાત્માએ સર્વ શ્લોકોના ભાવાર્થ ઘણીજ સરલ રીતે સમજાવ્યા હતા; કથાને વખતે નિયમવાળા મનુષ્યો ફરતા ગામડેથી પણ કથા સાંભળવાને આવતા હતા, ને મહાત્માના અમૃતપાનથી સંતુષ્ટ થતા હતા. કથા વીસર્જન થઇ, શ્રી રામચંદ્ર દેવકી જય પોકારી સર્વે મંડળ પોતપોતાની પથારી આગળ ગયું. ગામલોકો પણ મહાત્માને પ્રણામ કરી વિદાય થયા.

હરિદાસજીઃ—ચેતનદાસજી! ચાલો, આપણે પેલી પ્રભાતમાં મળી આવેલી બાળા કેવી સ્થિતિમાં છે તે જોઇએ.

હરિદાસજી તથા ચેતનદાસજી બન્ને જણા તેજબાની પાસે આવ્યા. આ વખતે તેજબા પૂર્ણ શુદ્ધિમાં આવી હતી, ને પથારીમાં બેઠી બેઠી હું અહીં કયાંથી વિગેરે વિચાર કરતી હતી તેટલામાં મહાત્મા હરિદાસજીનાં તેને દર્શન થયાં. આ કોઇ મને બચાવનાર મહાત્મા હોવા જોઇએ, એમ ધારી તેજબા હરિદાસજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરવા લાગી.

હરિદાસજી:–કલ્યાણ ભવતુ, વત્સ! કહી માથે હાથ મૂકી તેને બેઠી કરી, ને કહ્યું. દીકરી તું કોણ છે? ને તારી સ્થિતિ આવી કેમ થઈ હતી તે મને ખુસીથી જણાવ. બાપુ દીકરી, તું ગભરાઇશ નહિ, અહીં તને કોઇપણ પ્રકારની હરકત થવાની નથી.

તેજબા:–બાપજી, હું એક અગળા ક્ષત્રિય કૂળમાં ઉત્પન થએલી છું; મારા સ્વામી મણીપુરના મહારાજા ચંદ્રસિંહજીના ભાણેજ થાય છે. તેમણે મારા ઉપર કોપ કરીને મારી આવી સ્થિતિ કરી ગાંસડી બાંધી હતી, ત્યાર પછીની શી હકીકત બની તે હું જાણતી નથી.

હરિદાસજી:–દીકરી, ત્યાર પછી તારી ગાંસડી એક ઝાડની ડાળીએ લટકતી જોઇ અમો તુને અહીં લાવ્યા છીએ. તું ગભરાઇશ નહિ. બેટા! તને અહીં કોઇ પણ જાતની હરકત પડવાની નથી; પણ તને તેમ દુખી કરવાનું તારા સ્વામીને શું કારણ હતું?

તેજબા:–બાપજી! રાત્રે ઉંઘની લવરીમાં મારા સ્વામી રાજ્યદ્રોહનાં કેટલાંક વેણો બોલ્યા, તથા કોઇ અબળાનો સહવાસ તેમને સુખરૂપ લાગતો હોય તેમ જણાયું તેથી મેં તેમને જગાડયા, ને તેમને આવી લવરી શા માટે કરી તેવું પુછયું એટલે

તું મારી વાત બધી જાણી ગઇ છે શું ? લે તું પણ સ્વાદ ચાખ, એમ બોલી તેમણે મારી આવી સ્થિતિ કરી.

હરિદાસજી:–ઠીક છે બેન હવે તું બચી ગઈ છું તેથી પરમ- દયાળુ પરમેશ્વરનો ઉપકાર માન. તારી વાત ઉપરથી એમ જણાય છે કે તારો સ્વામી તે રાત્રે મહા ઘોર ને ભયંકર કૃત્ય કરીને આવી સૂઈ ગએલો હોવો જોઇએ. તેની લવરીમાં તું બધી બીના જાણી ગઈ છે, તેથી બહાર વાત ફુટતાં ખુવારી થશે તેમ ધારી તેણે તારૂં ખુન કરવું ધાર્યું હશે. ઠીક બ્હેન, તું ગભરાઇશ નહિ, હું મારા સાધુ મંડળમાંથી બે સાધુઓને મણીપુરની છાની બાતમી લાવવાને મોકલું છું. તેઓ ત્યાં જઇને તારો સ્વામી શું કરે છે, તથા ત્યાં શો ખેલ જામી રહ્યો છે તે બાતમી છુપી રીતે મેળવશે, ને તે વાત આપણને અહીં આવી જણાવશે. જો તારો સ્વામી સુખ શાન્તિમાં ને તારી શોધમાં હશે તોજ તને ત્યાં મોકલીશું નહિતર આ પ્રભુનો મઠ દિન દુઃખીને માટે તૈયારજ છે. બ્હેન, હવે ગભ- રાઈશ નહિ.

ચેતનદાસજી! આ બ્હેન આપણને પ્રભાતમાં મળી આવ્યાં છે માટે તેમનું નામ પ્રભાતજ્યોતિ બ્હેન રાખ્યું છે; આજથી તેમને આપણું સર્વ મંડળ તે નામથીજ ઓળખે અને બોલાવે એવી વ્યવસ્થા કરવી જોઇએ.

એમ કહી મહારાજે શંખ નાદ કર્યો. આગળની સંજ્ઞા પ્રમાણે સર્વ મંડળ ત્યાં હાજર થયું; પછી મહારાજે બોલવું શરૂ કર્યું.

પ્રિય વત્સો! આ બ્હેનનું નામ પ્રભાતજ્યોતિ રાખ્યું છે.

આજથી તમામ મંડળે તેમને પ્રભાતજ્યોતિ બ્હેન કહીને બોલાવવાં. તે બ્હેન મારી દીકરી સમાન છે, માટે સર્વે જણે તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહિ, ને તેમનું માન સાચવવું.

તમામ સાધુઓ જી મહારાજની આજ્ઞા પ્રમાણે વર્તીશું કહી પ્રથમ હરિદાસજીને તથા પછી પ્રભાતજ્યોતિ બ્હેનને પ્રણામ કરી પોતાને સ્થાનકે પાછા ગયા. મહારાજે બે સાધુઓને મણીપુર મોકલ્યા, ને બાકીનું સર્વ મંડળ આનંદ મંગળ ગાવા લાગ્યું.

હરિદાસજી મહારાજ પ્રભાતજ્યોતિને દાતણ પાણી કરી, સ્નાન કરવા માટે સામી ઓરડી તથા પાણી બતાવી ત્યાંથી રવાના થયા, ને પોતે પણ પ્રભુ ભક્તિમાં લીન થયા.

થોડોક સમય વિત્યા બાદ શ્રીવિષ્ણુ ભગવાનનો થાળ થયો. સર્વ મંડળે જમવાની તૈયારી કરવા માંડી. વાંચક! આ સાધુઓને જમવાને માટે કાળી રોટી ને દૂધપાક નહોતાં પણ બાફેલાં શકરીઆં તથા ગાયોનું દૂધ હતું.

મહાત્મા હરિદાસજીની જોડે પ્રભાતજ્યોતિ તથા તેમની આજુબાજુ તમામ સાધુમંડળ જમવાને બેઠું. આનંદથી જમી રહ્યા એટલામાં મણીપુર મોકલેલા બે સાધુઓ આવ્યા અને ગુરૂ મહારાજને પ્રણામ કરી સામા બેઠા.

હરિદાસજીઃ—ભાઇઓ! તમે મણીપુરથી જે વાત જાણી લાવ્યા હો, તે કહો.

સાધુઓઃ—બાપજી! મણીપુરમાં તો ગઈ કાલે સાંજે પુનમચંદ્ર પ્રધાનની દીકરી કમળાગૌરીનું કોઇ દુષ્ટો હરણ કરી ગયા છે

તેમજ મહારાજા ચંદ્રસિંહજીના ભાણેજ કાળસિંહ તથા તેમની સ્ત્રી તેજબા અદૃશ્ય થયાં છે એવી વાત ચાલી રહી છે. આ બનાવથી આખું શહેર ઉદાસીમાં જણાય છે. કાળસિંહ તથા કમળાગૌરીની શોધમાં ઘણાંએ માણસો દોડાવ્યાં પણ કાંઈ પત્તો મળ્યો નથી.

હરિદાસજી:–ઠીક, ભાઇ! જાઓ ભોજન કરી લ્યો.

સાધુઓના ગયા પછી મહારાજે પ્રભાતજ્યોતિના સામું જોઇ બોલવું શરૂ કર્યું. “બ્હેન! તારી વાત મળતી આવે છે. તારો સ્વામીજ કમળાગૌરીનું હરણ કરવામાં સામેલ હશે. જો તેમ ન હોય તો તે તારૂં ખૂન કરવાને શા માટે તૈયાર થાય. વળી તેની લવારીના બોલો તું કહે છે તે પ્રમાણે આ વાતને મળતા આવે છે.”

પ્રભાતજ્યોતિ:–બાપજી! મને પણ હવે તેવોજ વહેમ આવે છે.

હરિદાસજી:–વળી! બ્હેન, મને લાગે છે કે તારો સ્વામી આખરે તારી ગાંસડી ગુમ થઈ જાણી જંગલમાં નાસી ગયો હશે, ને હવે બહારવટુ કરી ગરીબ રૈયતને દુઃખી કરી પોતાનું ઉદર ભરશે; બ્હેન પ્રભુ તેને તેનાં દુષ્ટ કર્મોનું ફળ આપશેજ. આપણે પણ તેની બનતી શોધમાંજ રહીશું, ને જો સુધરે તેમ હશે તો તેને સુધારીશું.

પ્રભાતજ્યોતિ:–બાપજી! હવે હું તો આપને શરણેજ છું.

હરિદાસજી:–બ્હેન! તું નીડર રહે, પ્રભુ તારૂં કલ્યાણ કરશે.

વાંચક ! આ વાતને ઘણા દિવસો વીતિ ગયા બાદ પ્રભાત-જ્યોતિ મહાત્માના સમાગમથી તથા હરદમ કથા વાર્તા સાંભળ-વાથી ઘણીજ પવિત્ર ને સાત્વિક વૃત્તિની થવા લાગી. મૂળ તો સોનું ને તેને તપાવ્યું પછી કાંઈ બાકી રહે. ભગવાં વસ્ત્ર પહેરવાને મહારાજે સુચના કરેલી હોવાથી પ્રભાતજ્યોતિ ભગવી કફની ધારણ કરતી હતી હમેશાં ગંગાસ્નાન કરવાને તે નદિએ જતી, ત્યાંથી આવી સંધ્યા કરી ગુરૂમહારાજને પગે લાગી કથા સાંભળતી હતી; ને બાકીનો વખત પ્રભુ ભજનમાં ગાળતી હતી. સર્વે સાધુમંડળ તેની તરફ માનની દ્રષ્ટિથી જોતું હતું. બ્હેનને ખોટું ન લાગે, બ્હેનને ગમે, બ્હેનને દુઃખ ન થાય તેમ કરવા તમામ મંડળ તન મનથી તૈયારજ હતું. પ્રભાતજ્યોતિ પણ સર્વેને પોતાના ભાઇ સમાન ચાહતી હતી, ને ગુરૂમહારાજ હરિદાસજીને પોતાના પિતાશ્રી સમાન જાણતી હતી. પ્રભાત-જ્યોતિને અહીં કોઇ પણ પ્રકારનું દુઃખ હતું નહિ.

પ્રભાતજ્યોતિને આવો રૂડો "શાન્તિનો ખજાનો, ને આત્મજ્ઞાનનો વધારો" થાય એવો, સંતસમાગમ ઘણોજ રૂચતો આવ્યો હતો ધીમે ધીમે તેનું લલાટ ( કપાળ ) ભવ્ય મહામાયા જેવું ને બ્રહ્મજ્ઞાનના તેજથી પૂર્ણ કાન્તિમાન પ્રકાશી નીકળ્યું; ને જાણે સાક્ષાત જગદંબાનો અવતાર ન હોય તેવી જણાવા લાગી. ભગવી કફનીમાં તેનું ગૌર અંગ વધારે શોભવા લાગ્યું.

એક દિવસ પ્રભાતજ્યોતિ સ્નાન સંધ્યા કરીને પરવારી હતી ને ગુરૂ દર્શનની હજુ અડધાએક કલાકની વાર હતી તેથી તે એક ભજન ગાવા લાગી.

તું પોતે પરિબ્રહ્મ જીવડા તું પોતે પરિબ્રહ્મ;
મીથ્યા જુદો કાં સમજે છે ખાલી ખુવે દમ—હો જીવડા.
મહમુદ કૃષ્ણ ઇશુ મીરાં સર્વે તારાં તન—હો જીવડા.
સુખ દુઃખ માન અને અપમાનો શરિરના છે દંડ—હો જીવડા.
સ્પર્શ તુને તે નહિ કરનારાં તું છે કેવળ બ્રહ્મ—હો જીવડા.
ૐ સકળ સૃષ્ટિમાં તાહરૂં તેજ વહે હરદમ—હો જીવડા.

**कासार.**

ભજન તત્વજ્ઞાનનું હતું ને વળી સુંદર કંઠથી ગવાતું હતું તેથી મનોહર ને પ્રિય લાગતું હતું. મહારાજ હરિદાસજી આવું ભજન સાંભળીને બહાર આવ્યા, ને જુવે છે તો પ્રભાતજ્યોતિને દીઠી.

પ્રભાતજ્યોતિ ગુરૂમહારાજનાં દર્શન કરી પોતાની ઓરડીએ ચાલી ગઇ; "જાણે ખરેખરી ઋષિકુમારી ન હોય તેવી બ્રહ્મજ્ઞાની બની ગઈ છેને. પ્રભુ તે બધો તારો પ્રતાપ છે." એમ હરિદાસજી વિચાર કરી પ્રભુ ભજનમાં લીન થયા.

# પ્રકરણ ૧૨ મું.

## કાન્તાના કર્મ સંયોગ.

રાય ને રંકો કરે, રંકો બનાવે રાજવી;
પ્રભુની અલોકિક છે કળા, જાણી શકે શું માનવી.
પળમાં ઉઘાડી આભને, પળમાં અમી વરસાવતો;
સુખ દુઃખ તણા અનુભવ મહીં, આ જગતનેજ નચાવતો.

**कासार.**

મધ્યાન્હ કાળ થયો છે, સૂર્ય ભગવાન, પૂર્ણ કળાથી માથા ઉપર તપી રહ્યા છે. તાપ તો જાણે આખી સૃષ્ટિને પ્રજાળવા તૈયાર ન થયો હોય તેમ જણાય છે, પવનદેવ વિશ્રાંતિમાં પડયા છે, આવા સમયે એક અબળા તરસની મારી આમથી તેમ ને તેમથી આમ પાણીની શોધમાં ચાલી જાય છે. પગમાં પગરખાં નહિ હોવાથી તે દાઝે છે તેથી જ્યાં ને ત્યાં છાંયડો શોધતી ચાલી જાય છે. એવામાં એક તળાવ તેની નજરે પડયું. અહા! પ્રભુ તારી કળા ન્યારી છે કહી તે તળાવ ઉપર ગઇ ને પાણી પીને શાન્ત થઇ. થોડો વખત એક ઝાડ તળે તે વિશ્રાંતિ લેવાને બેઠી. તેની મુખમુદ્રા શોકથી છવાઇ ગએલી જણાતી હતી. તેનું ચિત્ત ચગડોળે ચઢેલું હતું. ઘડીકમાં તે રોઈ પડતી તો ઘડીકમાં સૃષ્ટિ કર્તાની કળા જોઇ હરખી પડતી. આવી સ્થિતિમાં એકાદ કલાક આરામ લેઈ તેણે ચાલવા માંડયું. તેને ભૂખ પણ લાગી હતી,

તેથી પગ ચાલવાને શક્તિવાન નહોતા છતાં તે ધીમે ધીમે ચાલી જતી હતી.

સામેથી એક સુવર (ભૂંડ) ઝપાટાબંધ તેની સામે આવતું જણાયું. આ બાઈ તેથી ગભરાઈ ગઇ, ને હવે શું કરવું એમ વિચાર કરે છે, તેટલામાં તેની નજર દશબાર હથીઆર બંધ માણુસો જે સામેથી આવતા હતા તેમના ઉપર પડી. આવનાર માણુસો શિકારીઓ હતા. અચાનક એક બંદુકનો અવાજ થયો ને આ બાઇનાથી દશેક કદમ દુર તરફડતું તરફડતું સુવર જમીનદોસ્ત થઇ ગયું. શિકારીઓ તેની પાસે આવી પહોંચ્યા. આ લોકો પાસેના ગામના ભીલ (કોળી ઠાકરડા) હતા, તેથી લુંટવાનો ધંધો પણ તેમનો હતોજ. આ બાઇને જોઈ તેને લુંટી લેવાના ઈરાદે તેમાંથી એક જણુ આગળ આવી બોલ્યો.

“ અલી તું કોણુ છે ને કેમ અમારા રસ્તામાં આડી આવી ઉભી છે. ”

“ ભાઈ હું તમારા રસ્તામાં ઉભી નથી, પણુ હું તો મારે રસ્તે ચાલી જાઉં છું. ”

“ હવે બધુંએ ઠીક ! પણુ ચાલ તારી પાસે જે હોય તે અહીં મુકી દે નહિતર વગર મોતે મરી જઇશ. ”

“ ભાઇ ! મારી પાસે કાંઇ નથી, ફક્ત આ પહેરેલાં લુગડાં સિવાય બીજું કશું મારી પાસે નથી; ભાઇ મને જવા ઘો, મેં કાંઇ તમારૂં બગાડયું નથી. ”

ચોરોએ તેની તપાસ કરી, પણુ તેની પાસે કાંઈ જણાયું નહિ, તેથી મનમાં વિચાર કરી એક જણુ બોલ્યો:–“ ભાઇઓ !

આની પાસે કાંઇ છે તો નહિ; પણ તે ઘણીજ રૂપાળી છે માટે તેને આપણા ઠાકોરસાહેબ બાલુભા પાસે લઇ લ્યો."

આ સાંભળી બધા એકમત થયા ને આ બાઇને ઉપાડી ગામમાં લાવ્યા. તેમના સરદાર બાલુભાને આ બાઈ બતાવીને તેમણે કહ્યું કે:–ઠાકોર સાહેબ આ બાઇ અમને શિકાર કરતાં મળી આવી છે. તે ઘણીજ રૂપાળી હોવાથી તેને આપની પાસે ઉપાડી લાવ્યા છીએ.

બાલુભા આ બાઇને જોઇ મોહિત થયો, ને ઉભો થઇ તેના હાથને સ્પર્શ કરવા ગયો.

"ભાઇસાહેબ આપ દૂર રહેજો, હું તમને મારા સગા બાપ સમાન ગણું છું. પ્રભુ તમારૂં સારૂં કરશે, હું તમારી દીકરી છું."

બાલુભા:–હવે જાણ્યું તારૂં ડહાપણ. પ્રભુ સારૂં ન કરે તો ભલે ને ખરાબજ કરે; પણ હવે તો તારી સાથે રહેવામાં મને ઘણોજ આનંદ પડશે.

અરે આ શું બોલો છો ? ઓ ભગવાન! તું મારી વ્હારે ચઢ. એમ બોલી આખા દિવસની ભૂખી હોવાથી તથા આવા દુષ્ટોના પંઝામાં સપડાઈ જવાથી ભયભીત થયેલી તે એકદમ ભોંય પર પડી ને મૂર્છિત થઇ ગઈ.

વાંચક! આ બાઇને આપે ઓળખી તો હશેજ. તે બાઇ આપણી વાર્તાના નાયક રમણીકલાલની સ્ત્રી કાન્તાજ હતી. તે પોતાની સાસુના ત્રાસથી તથા રમણીકલાલના વિયોગથી આખરે કંટાળી જ્યાં જવાશે ત્યાં ખરૂં એમ ધારી ઘેરથી એકી જવાનું

બ્હાનું કાઢી નીકળી પડી હતી ને તેજ આ શિકારીઓનો ભોગ થઇ પડી હતી.

કાન્તાને મૂર્છાગત ને બેભાન થએલી જોઇ, આ સ્ત્રી ઢોંગ કરે છે એમ બોલી બાલુભાએ તેને બે ચાર લાતો લગાવી દીધી; પણ ખરેખર કાન્તા બોલી કે હાલી પણ નહિ. આખરે થાકીને બે એક કલાક સુધી બાલુભા તેની ચોકી કરતો બેઠો. છેવટે કાન્તા શુદ્ધિમાં આવી એટલે બેઠી થઇ:-

અરે ભગવાન! મેં પેલા જનમમાં કેવાં પાપો કર્યાં હશે? કે જેનાં ફળ રૂપ મારે માથે આ અણુધાર્યાં સંકટો આવી પડે છે. પ્રભુ મને માફ કર. આવી રીતે દીલગીર થઇને તે રૂદન કરવા લાગી.

બાલુભા:-હવે જાણ્યું તારૂં ડહાપણ! ઢોંગી ને ધુત્તી દેખાય છે. ચાલ, ઉભી થા; આવ મારી પાસે. મને ખુશી કરી તારા સુખને આમંત્રણ કર નહિતર આ મારી તલવારથી તારા ટુકડે-ટુકડા થઇ જશે, સમજી.

કાન્તા:-બાપજી! આપ મને શા માટે સતાવો છો? હું તો તમારી દીકરી સમાન છું.

બાલુભા:-ચુપ રહે. નાદાન! પાછી લવરી કરે છે. ચાલ, તૈયાર થા; લે સ્વાદ. આમ કહી તલવાર મ્યાનમાંથી બહાર કાઢીને કાન્તાના ઉપર ઘા કરવા જાય છે તેવામાં (કાન્તાને આ વખતે ગેબી મદદ મળી હોય તેમ એકદમ બોલી ઉઠી.) "ઠાકોર મને મારશો નહિ હું તમારી સાથે ઘણીજ ખુશીથી લગ્ન કરીશ."

બાલુભા:-અહો પ્યારી! બસ એટલુંજ જોઇએ છે, હવે હું તને મારી માનીતી રાણી બનાવીશ ને જે સુખ માગીશ તે આપીશ.

કાન્તા:–પણ મારી એક વાત આપ સ્વીકારશો ?

બાલુભા:–કેમ શું છે વળી ?

કાન્તા:–હું હજી કુંવારી છું ને બ્રાહ્મણ કન્યા છું તેથી અમારામાં રીવાજ છે તે પ્રમાણે મારે મારાં લગ્ન કરવાની અગાઉ અંબાજી માતાનાં દર્શન કરવાને ખાસ જવું જોઇએ.

બાલુભા:–અહો એમાં શું, કાલેજ આપણે અંબાજી જઇએ ને ત્રીજે દિવસે ઘેર આવીએ; પણ પછીથી મને પરણીશને.

કાન્તા:–હાજી ! પછી મને તમારી સાથે લગ્ન કરવાને હરકત નથી; આપ જેવા ઠાકોર મને કયાં મળવાના હતા ! ?

બાલુભા:–બરાબર છે, તને કોઈ માગી ખાતો બ્રાહ્મણ મળે તેના કરતાં રજવાડામાં રહેવું કેટલું ઉત્તમ ! ? તું જાણે છે મારે ઘેર બે તો ગામ છે ! ( ફુલાઇ જઇને ઠાકોરે કહ્યું. )

કાન્તા:–ઠાકોર સાહેબ, હું મારા નસિબને ઘણીજ વખાણું છું; કયાં ભીખ માગતી બ્રાહ્મણી ને કયાં બહુારીએ બેસતી રાણી, પણ જગત જનુની માતાને તો આપ માનો છોને ? માતાજીના ચાચરે જઇ આવી પછી હું તમારી સાથે લગ્ન કરીશ ને ક્ષત્રાણી થઇશ. હું અહીં આવી ત્યારેજ આપની સાથે લગ્ન કરવાનો મને વિચાર આવ્યો હતો પણ જ્યાં સુધી માતાજી ન જવાય ત્યાં સુધી તો મારે મારો બ્રાહ્મણનો ધર્મ સાચવવોજ જોઇએ; નહિતર માતાજી આપણા બંનેના આગળના સુખમાં વિઘ્ન નાખે, ને આપણે સુખી થઈ શકીએ નહિ તેથી ચુપ બેસી રહી હતી.

બાલુભાઃ–બરાબર છે, જગ્તજનુની તો સાક્ષાત છે. ભલે આપણે માતાજી જઇને પાછાં આવીએ ત્યાં સુધી તું બ્રાહ્મણનોજ ધર્મ પાળ, કેમ પછી કાંઇ. ઠીક એ તો બધું બરાબર પણ તું ખાવાને માટે શું કરશે? જો હું તને યુકિત બતાવું. તું રાંધે ને આપણે બંને ખાઇએ તો પછી તને કાંઇ બાધ છે?

કાન્તાઃ–નાજી!

બાલુભાઃ–જા ત્યારે આ સામી મેઢી ઉપર ચુલા છે તે બ્રાહ્મણીઆજ છે, ત્યાં જઈ રસોઇ કરવા માંડય ને સીધુ સામાન જે જોઇએ તે આ છોકરા પાસેથી માગી લેજે કહી બાલુભા ડાયરામાં બેસવા ગયો.

વાંચક! કાન્તાએ દાળ, ભાત, રોટલી, શાક, બનાવ્યું ને ખાધું. ત્રણે દિવસે પરમાત્માએ અનાજ મેળવ્યું તેથી તેનો તે ઉપકાર માનવા લાગી. કાન્તા જમી પરવારી એટલે બાલુભા આવ્યો.

બાલુભાને આવકાર આપી કાન્તાએ એક પાટલા ઉપર બેસવાને કહ્યું ને તે તેને પીરસવા લાગી. બાલુભા તો આવી સુંદર રસોઇ ચાખી આનંદ સાગરમાં ડુબકાં ખાવા લાગ્યો; કારણ કે તેના નશીબમાં તો આવો શાહુકારી ખોરાક નીરમાણ થએલોજ નહોતો. તેના નશીબમાં તો કાયમને માટે લાપસી, જાડા રોટલા ખાટીઉં ને ખીચડીજ લખાયેલાં હતાં. બાલુભા કાન્તાની રસોઇ જોઈ બહુજ ખુશ થયો ને બોલ્યો.

અહો કાન્તા! શું તારી રસોઈ છે!! કેમ હવે તું મને આવી રોટલી હમેશાં ખવરાવશે? વાંહ વાહ! જેવી તું રૂપાળી છે તેવીજ તારી રસોઇ છે હો.

કાન્તાઃ-હાજી તમને આવી રોટલી ખવરાવીશ.

વાંચક ! આ બાલુભા એક નાના ગામડાનો ઠાકોર હતો. તેને મુસલમાની રાજ્યના વખતમાં બે ગામો ઇનામમાં મળ્યાં હતાં. તે લુચ્ચો ને વ્યભિચારી હતો. તેના ગામમાં બસેં ઘર કોળી ઠાકરડાનાંજ હતાં ને પોતે પણ તેજ જાતનો હતો. બાજરીનો રોટલો ખાધેલ જીવ જ્યારે દાળ ભાત રોટલી પામ્યો પછી શું મણા ?

બાલુભા તથા કાન્તા અંબાજી જવાને તૈયાર થયાં. બાલુભાએ જોડે એકાદ માણસ લેવાનું જણાવ્યું પણ કાન્તાએ કહ્યું કે વર, વહુ બે જણથી એકલાંજ માતાજીએ જવાય તે સિવાય બીજું કોઇ સાથે લઈ જવાયજ નહિ. કદાચ માતાજી કોપાયમાન થાય તો આપણું સુખ ધુળ મળી જાય.

બાલુભાઃ-ચાલો ત્યારે, ત્રીજાનું શું કામ છે. હું એકલો છું તે બસ છે, એમ કહી હથીઆરથી સજજ થઇ તેમણે ચાલવા માંડયું. રસ્તામાં કાન્તા રાંધે ને બાલુભા જમે એવી રીતે મુસાફરી કરતાં કરતાં બે ત્રણ દિવસ વીતી ગયા. વાંચક ! આ વખતે રેલ્વે ગાડી નહોતી, ને જાત્રાએ પગે ચાલીને જવું તે ધર્મનું કાર્ય ગણાતું હોવાથી માણસો પગે ચાલીનેજ મુસાફરી કરતાં હતાં.

આગળ ચાલતાં એક તળાવ આવ્યું તેને કાંઠે ઝાડની ઘટા સારી હતી તેથી હવે અહીં બાલુભાને અંબાજી બતાવવાં ઠીક પડશે, તેવો મનમાં વિચાર કરીને કાન્તા બોલીઃ-

ઠાકોર આ તળાવ છે, વળી ઝાડની ઘટા સારી છે; બપોર પણ થવા આવ્યા છે, માટે અહીં બેસી આરામ લઇએ. હું હવે

થાકી ગઈ છું મારાથી ચલાતું નથી.

બહુ સારૂં, કહી બાલુભા ત્યાં થોભ્યો, ને એક ઝાડ તળે મુકામ નાખ્યો. તાપને લીધે કપડાં કાઢી બાલુભા પાણી લેવાને તલાવમાં ગયો. પાણી લાવી કાન્તાને પાયું અને પછી તેણે પીધું. વળી અફીણનો વખત થવાથી માથામાંથી રૂપાની દાબડી કાઢીને તે કસુંબો તૈયાર કરવા બેઠો. કસુંબો પી, તરબતર થએલો જીવ પવનના ઠંડા સપાટામાં ઝોકાં ખાવા લાગ્યો.

કાન્તાઃ—અહા ! અહીં પવન બહુજ સારો આવે છે. આપ અહીં લગાર અરામ લ્યો, ને સૂઇ જાઓ. હું તમને દૂરથી મારા પાલવવડે પંખો નાખું છું.

વાંચક ! બાલુભા પોતાની પછેડી પાથરી સૂનો. પા અડધા કલાકમાં તો તે ઉંઘથી ઘેરાઇ ગયો.

કાન્તા આ સમયનો લાભ લેઇ ઉભી થઇ. બાલુભાનાં કપડાં કાઢેલાં દૂર પડ્યાં હતાં, તેમાંથી તેણે શમશેર લીધી ને મ્યાનમાંથી બહાર કાઢી. પૂર્ણ સતીત્વના જોરથી પણ ધીમે મનમાં દાંત પીસી તે બોલીઃ—" દુષ્ટ, નાદાન, કુતરા ! હું તને પરણું તે કરતાં આ શમશેર તને પરણે તેજ ઉત્તમ છે. " એમ કહી તેણે બાલુભાના ગળા ઉપર તે શમશેર ફેરવી દીધી. તેના શરીરના બે ટુકડા થયા; ગળુ ને ગરદન જુદાં થયાં, ને ધડ તરફડવા લાગ્યું.

કાન્તા આ વખતે ભવાની જેવી દીસતી હતી. આખરે બાલુભાના ધડને તરફડતું જોઈ તેને કાંઇક ભીતિ લાગી; કારણ કે તેના હાથે આ કૃત્ય પહેલ વહેલુંજ થયું હતું. તે ગદગદિત કંઠે બોલીઃ—ઓ પ્રભુ ! મેં મારૂં શિયળ સાચવવાની ખાતરજ

આ મનુષ્યના દેહનો નાશ કર્યો છે, તેની તું મને માફી આપજે.

કાન્તાએ બાલુભાના સરસામાનમાંથી ફક્ત એક કટાર ઉપાડી લીધી ને આ વિશ્વ રૂપી બાગમાં આગળ પ્રયાણ કર્યું. તેને આ સંસાર અસાર લાગ્યો. જ્યાં ને ત્યાં આવાજ દુષ્ટો તેને જણાવા લાગ્યા. વળી સ્ત્રીના અવતાર માટે તેને બહુજ પસ્તાવો થવા લાગ્યો કારણ કે મનુ મહારાજે કહ્યું છે કેઃ—

પિતા રક્ષંતિ કૌમારે, ભર્થાર રક્ષંતિ યોવને,<br>
પુત્ર રક્ષંતિ વૃદ્ધાયામ્, ન નાર્યા સ્વતંત્રતા.

ભાવાર્થઃ—ખુલ્લો છે. સ્ત્રીની જાતને સ્વતંત્ર રહેવામાં ઘણુંજ વિઘ્નો આવે છે. તેમ વિચારી કાન્તાએ હવે પોતાના શરીરને બીજા રૂપમાં પલટાવવા ધાર્યું. ભગવાં વસ્ત્ર પહેરવામાં કોઇ જાતનો ભય નથી માટે તેમજ કરવું એવો વિચાર કરતી તે ચાલી જાય છે તેવામાં એક સુંદર સરિતા તેની નજરે પડી. તેના કાંઠે એક ટેકરી હતી, તે ઉપર સાધારણ ચોગાન હતું ને ઘટા પણ સારી હતી, તેથી કાન્તા ભગવી કંથા ધારણ કરી આ ટેકરી ઉપરજ ઝુંપડી બાંધીને રહી.



# પ્રકરણ ૧૩ મું.

## કમળાગૌરી કેદખાનામાં.

કામી શું ના કરે, કુકર્મરે–કામી શું ના કરે.
માત પિતા અરૂ ભગિનિ સંહારે;
સ્વારથ માટે મિત્રને મારે,
પાપમાં પાય ધરે.........કામી શું ના કરે.

સ્વ. ટા. ઝવેરી.

સૂર્ય ભગવાન પૂર્વ દિશામાં બિરાજમાન થવાની તૈયારીમાં હતા. આવા પ્રભાતના સમયે જ્યારે ઘણા ભક્ત ને પવિત્ર માણસો ભગવાનનું ભજન કિરતન કરી આનંદ માનતા હતા ત્યારે કુટીલ કાળસિંહ પર્વત ઉપરના ગુપ્ત ભોંયરાના બંગલામાં કમળાગૌરી વિષે વિચાર કરતો બેઠો હતો. તેણે માનસિંહને બુમ મારી.

માનસિંહ જે ત્યાંજ હતો તે આવી તરતજ હાજર થયો. બંને જણા કમળાગૌરીની ઓરડી તરફ જવાને ઉભા થયા એવામાં શિવગર મહારાજ પણ ત્યાં આવી પહોંચ્યા. ત્રણે જણે કેદખાનાની ઓરડી તરફ પ્રયાણ કર્યું.

કમળાગૌરી આ વખતે બેબાકળી બની બેઠી હતી. અહા પ્રભુ! હવે તું સહાય કર, આ દુષ્ટો મને અહીં શું કરશે? મારાં માતા પિતા તથા મારા પ્રતાપના શા હાલ હશે? આમ તે વિચાર કરે છે તેવામાં બહાર કોઇના આવવાનો પગરવ સંભ-

બાયો. બારણું ઉઘડયું, કાળસિંહ તથા તેના બે સોબતી શિવગર તથા માનસિંહ અંદર દાખલ થયા.

કાળસિંહ:–કમળાગૌરી! તું મને ઓળખે છે?

કમળાગૌરી:–હાજી! આપ ચંદ્રસિંહ મહારાજના ભાણેજ, આપનું નામ કાળસિંહજી છે. ભાઈ! આપ મને અહીં શું કરવા લાવ્યા છો?

કાળસિંહ:–હવે ભાઇ બાઈ જવા દે. જો તારે જીવવું હોય ને સુખી થવું હોય તો મારી સાથે લગન કરી આનંદ ભોગવ.

કમળાગૌરી આવાં ત્રાસદાયક વચનથી કંપી ગઇ, ને આ દુષ્ટોનું કપટ જાણી ગઈ તેથી ધ્રુજતે અવાજે બોલી:–

કાળસિંહભાઇ! આપ આ શું બોલોછો? આપ તો મારા અન્નદાતા કહેવાઓ. ચંદ્રસિંહજી મહારાજ આપને ગાદી આપવાના છે. હું આપના પ્રધાનની પુત્રી છું તેથી આપની પણ પુત્રી સમાન છું, છતાં આપના મુખમાંથી આવા અઘટીત શબ્દો કેમ નીકળે છે? ઓ હરિ!!

કાળસિંહ:–હવે જાણ્યું તારૂં ટાયલું, રાજા તો થઇશું જ. ચંદ્રસિંહ જો રાજ નહિ આપે તો આ તલવારથી લેઇશું; પણ તારો હવે શો વિચાર છે? તારે સુખી થવું છે કે આ તલવારના ઝટકાથી તરફડી તરફડીને મરવું છે?

કમળાગૌરી:–કાળસિંહભાઇ, આપ તો મારા સગા ભાઇ સમાન છો, તમને આવું બોલવું ઘટતું નથી.

કાળસિંહ:–ચાલ, ચાલ, માને છે કે નહિ એમ બોલી કમળાગૌરીનો હાથ ઝાલવાને તેની પાસે જવા લાગ્યો.

કમળાગૌરીઃ—દુષ્ટ, દૂર ઉભો રહે! ખબરદાર જો અહીં આવ્યો છે તો. તારી કપટજાળ હું જાણી ગઇ છું. તું ગમે તેમ કરશે તો પણ તું તારા દુષ્ટ વિચારમાં ફાવી શકવાનો નથીજ.

કાળસિંહઃ—શું તું મને ડરાવે છે? શું તારા જેવી રાંડથી હું બ્હી જઇશ? જોઈ આ મારી શમશેર! જો તું માનશે તો ઠીક છે નહિ તો તારૂં માથું એક પલકમાં આનાથીજ જુદું થઈ જશે, સમજી.

કમળાગૌરીઃ—અરે કૃતઘ્ની કુતરા! આ શું બોલે છે? શું તું મને મારી નાખવાની બીક બતાવે છે એટલે હું તારે તાબે થઇ જઇશ? નહિ નહિ, દુષ્ટ! તું મને મારી નાખીશ તો હું ઘણીજ ખુશીથી મરીશ ને તે પરમકૃપાળુ પરમાત્માના ધામમાં જઇશ; પણ તારા જેવા નીચની સાથે એક વાત સરખી પણ કરીશ નહિ.

કાળસિંહઃ—શું મારૂં અપમાન! ઓ છકેલી છોકરી તું કોની આગળ આમ બોલેછે તેનું તને ભાનછે? તું તારા હાથેજ મોત માગે છે. કહેવત છે કેઃ—"**ઘો મરનારી થાય ત્યારેજ વાઘરીવાડે જાય.**" સમજી. હું તને કહું છું કે તું સમજ નહિ તો તારા બુરા હાલ થશે. નાદાન બોલતાં શરમાતી નથી?

કમળાગૌરીઃ—અરે દુષ્ટ! નાદાન તો તું છે. ઉત્તમ કૂળમાં અવતરી આવા ચંડાળ જેવા શબ્દો કાઢતાં તને શરમ નથી આવતી? શું તું નથી જાણુતો કે, સીતાજી જેવી સતીની આગળ રાવણુ જેવો મહાન્ યોદ્ધો પણ એક ડગલું સરખું ભરી શકવાને અસમર્થ હતો. દુષ્ટ! જો તું મારા ઉપર જોર જુલમ કરશે તો હું મારી

જીભ કરડીને મરી જઇશ પણ તારે તો શરણ થવાની નથીજ.

શિવગરઃ—સરદાર સાહેબ! એને દુઃખીજ થવું છે. હજુ તો તેને આ કેદખાનાનો એકાદ દિવસનોજ અનુભવ છે; પણ બીજા બે ચાર દિવસો થવા દો પછી રૂપાળી એની મેળે ઠેકાણે આવશે. વાર્યું નહિ કરે, પણ હાર્યું કરશે. હમણાં તો તે રમત સમજે છે; પણ અંધારી ઓરડીમાં પડી રહીને સૂકો રોટલો ખાવો પડશે ને ઉપરથી હંટરના સપાટાનો માર ખાશે ત્યારેજ બાપજી કહીને માનશે. હાલ તો તેને થોડો વખત અહીં સડવા દો.

કમળાગૌરીઃ—ઓ કર્મચંડાળો! તમે બધા મને શા માટે દુઃખ દેવા માગોછો? તમો મને છોડી દો, તમારૂં ભગવાન ભલું કરશે. તમો નક્કી સમજજો કે મારા રાઈ રાઈ જેટલા ટુકડા કરશો અને રગે રગે દાવાનળ સળગાવશો તો પણ હું મારા ધર્મથી ડગવાની નથી.

કાળસિંહઃ—શું છોડી દો!? યાદ રાખજે કે તારાં વચનો તારા મુખમાંજ પેસાડું ને તને મારી માનીતી બનાવું ત્યારેજ તને છોડીશ. જ્યાં સુધી તું તારી હઠ છોડશે નહિ ત્યાં સુધી તું આ દુઃખમાંથી મુક્ત થવાની નથીજ.

"માનસિંહજી! આને સખત પહેરામાં રાખો ને તેને જેમ બને તેમ દુઃખ દેવામાં બાકી રાખશો નહિ." કહી કાળસિંહ ત્યાંથી રવાના થયો.

વાંચક! કાળસિંહ તથા માનસિંહ તેજબાની ગાંસડી ગુમ થઇ જાણી ઘરમાંથી તમામ દ્રવ્યનો હાથ મારી અત્રે શિવગર

પાસે આવ્યા હતા. શિવગર મહારાજે તેમને આ પર્વત ઉપરજ એક ભયંકર ભોંયરામાં આવેલા કિલ્લામાં રાખ્યા હતા.

શિવગર ઘણા દિવસથી આ સ્થળે મુકામ કરીને રહેલો તેથી તેને અકસ્માત આ જગા મળી આવી હતી. આ જગ્યા પુરાણી હતી. વળી કોઇનાથી કળી શકાય તેવી પણ નહોતી. ભોંયરામાં થઇને જતાં એક મોટો વિશાળ ઓરડો આવતો હતો; તેમાં થઇને આગળ જતાં એક મોટું ચોગાન આવતું હતું; ત્યાં એક બંગલો હતો, ચારે બાજુએ પર્વતની ઉંચી ટેકરીઓ હતી તેથી આ એક અજાયબ સ્થાન હતું. વળી તે સ્થળ કોઈના જાણવામાં પણ ન હતું. બંગલાની જોડે દશ બાર ઓરડીઓ હતી, તેમાંની એકમાં કમળાગૌરીને પુરી હતી. આ બંગલામાંજ કાળસિંહે તથા માનસિંહે મુકામ રાખ્યો હતો. ભોંયરાની બહાર એક તળાવ હતું; તેના કાંઠે એક ઓરડીમાં શિવગર મહારાજ બિરાજતા હતા. બહારથી બધી બાતમી શિવગર મહારાજ મેળવતા ને પછી કાળસિંહને તેની ખબર આપતા હતા.

કાળસિંહે તેમના તાળવે ગોળ ચોટાડયો હતો કે જ્યારે હું રાજા થઈશ ત્યારે માનસિંહને પ્રધાન તથા તમને સેનાધિપતી બનાવીશ. આ લાલચથી શિવગર તથા માનસિંહ કાળસિંહના હાથમાં રમકડા જેવા થઇ ગયા હતા ને કાળસિંહ કહે તેમ કરવાને તૈયારજ રહેતા હતા.

વળી કાળસિંહે પોતાની પાસે માણસો વધાર્યા હતાં. તે પોતાને ઘેરથી ઘણું દ્રવ્ય લાવ્યો હતો, તેમાંથી તે લોકોને પગાર આપતો હતો; વળી માનસિંહનાં માણસો પણ અત્રે સામેલ હતાં.

બધાં મળી આશરે ચાલીશેક માણસોનો રસાલો કાળસિંહ રાખતો હતો.

કાળસિંહની ઇચ્છા કમળાગૌરીને તાબે કરી ચંદ્રસિંહજીનું ખુન કરી મણીપુરની ગાદીએ બેસવાની હતી. જ્યાં સુધી તેમ ન બને ત્યાં સુધી રાજા તથા રૈયતને દુઃખી કરવાને બહારવટાનો ધંધોજ કરવાનો તેનો દ્રઢ સંકલ્પ હતો.

તેજબાની ગાંસડી કોઇએ છોડી હશે, ને ચંદ્રસિંહજી બધી વાતથી જાણીતા થઇ ગયા હશે; એવું કાળસિંહ માનતો હતો. પણ અહીંઆં ચંદ્રસિંહજી મહારાજ તો પોતાનો લાડકવાયો ભાણેજ તથા તેની વહુ ને કમળાગૌરી ત્રણેના અકસ્માત ગુમ થવાથી ઉદાસીમાંજ હતા. તેઓ જાણતા નહોતા કે આ બધાં કાળાં કૃત્યનો કરનારો તેમનો ભાણેજ કાળસિંહજ છે.

# પ્રકરણ ૧૪ મું.

## પ્રતાપકુંવર.

તુજ વિણુ કાંઇ વદવું નથી,
તુજ વિણુ કાંઈ ગમતું નથી;
તુજ નામને તજવું નથી,
બસ એક પ્યારી તુંહિ તુંહિ.
આનંદ સુખ કર વેલડી,
વાહ વાહ અહો અલબેલડી;
હરદમ રહો હૃદયે જડી,
બસ એક પ્યારી તુંહિ તુંહિ.

**कासार.**

અહાહા પ્રભો! મારી આવી દશા! શું મારી મનમોહિની નહિજ મળે? અરે હવે હું તેને કયાં શોધું. કમળાગૌરી, કમળાગૌરી, તારા વિયોગે આ તારો ભોગી ભમરો ટળવળી મરે છે. આવ આવ, પ્રિયે જલ્દી આવ ને આ તલ્લસતા હૃદયને ભેટ. અરેરે! તું કયાં ગઈ? શું તને મારા સંગમાં રહેવું ન ગમ્યું? પ્રિયે! વખતો વખત તું શું કહેતી હતી? કે પ્યારા આપણે સંસાર રથનાં બંને ચક્ર થઇને રહીશું, ને આપણો રથ પવન વેગે વિહરશે. અહા પ્યારી! તે સમય કયાં ગયો ને આ શું થઇ ગયું!? ખરેખર હું પોતેજ કમનસિબ છું. હું તારો વાંક શું કાઢું?! અરેરે! તું કેટલી દુઃખી હશે; પ્યારી તું સુખી છે કે

દુઃખી તે હું શી રીતે જાણી શકું ! ? પ્યારી પ્યારી આ પ્રતાપ તારા વિના સુનો સુનો ફરે છે. વ્હાલી ! તું ક્યારે મળીશ ?

આમ વિલાપ કરતો પ્રતાપકુંવર ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને પાસેની નદીમાં તેને પાણી પાયું. સુંદર લીલોતરી ઉગેલી જમીનમાં ઘોડાને છુટો ચરવાને મુકી દીધો; ને પોતે માથે હાથ દેઇ ઢીલે લમણે એક પીપળાના ઝાડ તળે આરામ લેવાને બેઠો. પરિશ્રમ વધારે થવાથી તેને સેજ ઝોકાં આવવા લાગ્યાં તેથી ઘોડાના જીનની ગાદી જમીન ઉપર પાથરીને તે સુઇ ગયો.

પ્રભુ ! તારી ગતિ ન્યારી છે, તું શું કરીશ ને શું કરાવીશ તેની કોને ખબર પડે. દયાળુ દેવ ! તારૂં અલૌકિક ચક્ર નીરંતર ચાલ્યા કરે છે. અહા પ્રભો ! તું પલકમાં સ્હાય સો કરે છે. અહા મારા દિનબંધુ ભગવાન તને મારા નમસ્કાર હો. આમ વિચાર કરતો કરતો પ્રતાપકુંવર નિદ્રાને વશ થઇ ગયો. થોડો વખત વિત્યાબાદ પાસેના પોલાણુમાંથી એક મોટો મણીધર સાપ બહાર નીકળ્યો અને પ્રતાપની પાસે આવ્યો. તે તેની સામે ફણા માંડીને થોડી મીનીટ જોઈ રહ્યો, ને પછી પ્રતાપના જમણા પગે ડંસ કરી સામેના જાળામાં ભરાઈ ગયો.

અહા ! પ્રભુ, પ્રતાપની આ છેલ્લીજ ઘડીઓ ચાલતી હતી. રગે રગે ઝેર વ્યાપી ગયું હતું. જો એકાદ કલાક વિલંબ થાય તો પ્રતાપનો પ્રાણ સ્વર્ગમાં જરૂર ચાલ્યો જાય; પણ મહાત્મા કલાપી કહે છે કેઃ—

મચ્યું છે યુદ્ધ બ્રહ્માંડે દેવ દાનવનું સદા;
હણે છે કોઇ તો કોઈ રક્ષાનું કરનાર છે.

અહા! પરમાત્માની ગતિ ન્યારીજ છે. પાસેની ટેકરી ઉપરથી કોઇ ભગવી કફની ધારણ કરેલી દયાની દેવી જેવી દેખાતી પ્રેમ મૂર્તિ ભગવતી દેવી સરિતામાં સ્નાન કરવાને બહાને ચાલી આવે છે. તેના મુસ્તકના બાલ છુટા કફની ઉપર વીખરાએલા છે, અને તેના હાથમાં એક કમંડળ શોભે છે.

આ રસ્તા ઉપરજ તે પીંપળો આવેલો છે. તેની નજીક આવતાંજ આ દેવી એકદમ અચકાઇને જુવેછે તો તેની છાયામાં કોઇ સુતેલું જણાયું ને સામેના જાળામાં એક મોટો સાપ ફણા માંડીને બેઠેલો છે. આવો બનાવ જોઈ દેવીનું હૃદય દયાથી ઉભરાઈ ગયું ને વિચાર્યું કે જો આ પુરૂષને હું નહિ જગાડું તો પેલા સામેના જાળામાં સર્પ છે તે કદાચ તેને કરડશે ને તેથી તેનું મૃત્યુ થશે. અહા પ્રભુ! ઉંઘમાં પૂર્ણ શાન્તિ અનુભવતા જીવને જાગૃત કરવો તે પાતક તો છે ખરૂં, પણ આવે સમયે જો તેને હું નહિ જગાડું તો જરૂર તેનો જીવ જોખમમાં આવી પડવાનો સંભવ છે. એમ વિચાર કરી ભગવતિ દેવી સુતેલાની પાસે આવી. આ પુરૂષને તો સાપ કરડેલોજ છે ને તેથી તેનું તમામ શરિર ઝેરથી લીલુ છમ બની ગયું છે. પ્રભુ હું મનુષ્ય જાતિ આને શું બચાવવાની હતી; તે તો કયારનો રામશરણ થઇ ગયેલો લાગે છે. ચાલ પુરૂષાર્થ તો કરવુંજ જોઇએ. આમ વિચારી તે દેવી ત્યાંથી દોડતી પોતાની ઝુંપડી તરફ ગઇ. થોડીક મીનીટમાં કોઈ વનસ્પતિનાં પાંદડાં લેઇ પાછી આવી ને તે પાંદડાંને મસળીને તે સુતેલાના પગે લગાવ્યાં તથા તેનો થોડાક રસ તેને પાયો ને હવે શું બને છે તે જોવાને તે દયાની દેવી ત્યાંજ ઉભી રહી. જંગલની ઔષ-

ધીથી ઝેર ધીમે ધીમે કમી થવા લાગ્યું. અર્ધા કલાક પછી પ્રતાપ સતેજ થયો ને આળસ મરડી બેઠો થયો. તે જુવે છે તો તેણે તેની પાસે કોઈ ભગવાં વસ્ત્રમાં સજ્જ થએલી દયાની દેવીને દીઠી.

પ્રતાપકુંવરઃ—માતાજી! આપ કોણ છો ને આપનું અહીં કેમ પધારવું થયું છે? તે કૃપા કરી આપને હરકત ન હોય તો જણાવશો.

ભગવતિઃ—ભાઇ! તું તો અજાણ છે, તને અહીં પેલો સામેનો સર્પ કરડયો હતો. એમ બોલી પાસેના જાળામાં પડેલો સર્પ તેને બતાવ્યો.

આથી પ્રતાપની પૂર્ણ ખાત્રી થઇ ને બોલ્યોઃ—અહા! માતાજી આપ તો સાક્ષાત કોઇ દયાની દેવીજ છો. આપને મારા નમસ્કાર છે. દેવીં! આજે આપે મને જીવીતદાન આપ્યું છે તેથી આપ મારી જનેતા થયાં છો. અહા! હું આપનો શો ઉપકાર માનું. માતાજી આ દાસના આપને સહસ્ત્રવાર નમસ્કાર છે. એમ બોલી પ્રતાપસિંહ દેવીને સાષ્ટાંગ દંડવત કરવા લાગ્યો ને વળી બોલ્યો કેઃ—"અહા! સંત પુરૂષો કેવા દયાળુ હોય છે? તેઓ મન, કર્મ ને વચનથી જગતના જીવોને દુઃખમાં પડતા કેવી રીતે બચાવે છે." મહાદેવી! આપને ધન્ય હો ધન્ય હો.

ભગવતિઃ—ભાઇ તારૂં કલ્યાણ થાઓ, તું કોણ છે, ને આ સ્થળે કયાંથી આવી ચડયો છે તે તને હરકત ન હોય તો મને જણાવ!

પ્રતાપસિંહઃ—અહા મારી જનેતા તુલ્ય માજી, મને નવો જન્મ આપનાર દેવીની આગળ વાત કહેવામાં મને કોઇ પ્રકારની

હરકત નથી. માતાજી હું એક દુઃખી જીવ છું. મારી કથા બહુજ ગહન છે. આ શરિર તો રાજ્યકુળમાં જન્મેલું છે, પણ તેનો સુખનો સૂર્ય અસ્ત થએલો છે. એમ બોલતાંની સાથેજ તેની આંખમાંથી આંસુઓ ટપકવા લાગ્યાં.

ભગવતિઃ–ભાઇ તારૂં પ્રભુ કલ્યાણ કરો, તને રડતો જોઇ મારૂં હૈયું ભરાઇ આવે છે. તું દીલગીર ન થા. ચાલ બાપુ ધીરજ ધર ને તારી તમામ હકીકતથી મને વાકેફ કરી તારા હૈયાનો ભાર ઓછો કર.

દયા જોકે છેદી, દુઃખી દિલ તણાંના દુઃખ શકે;
નકી પંપાળીને, જીગર હલકાં તો કરી શકે.

કલાપી.

ભાઇ તું રડીશ નહિ, હું તારી બેન છું. તારૂં કલ્યાણ હો.

પ્રતાપસિંહઃ–બ્હેન આપનું નામ શું છે ને આપ કયાં નિવાસ કરોછો ?

ભગવતિઃ–ભાઇ મારૂં નામ ભગવતિ છે. આ સંસારથી કંટાળીને આ ભગવિ કંથા ધારણ કરી પ્રભુના સ્તવનમાં કાળ નિર્ગમન કરવાને માટેજ આ સુંદર સરિતા ત્રટે પેલી ટેકરી ઉપર પર્ણકુટી બાંધીને હું રહું છું.

પ્રતાપસિંહઃ–ભગવતિ બ્હેન! તમે મને આજે જીવીતદાન દીધું છે તેથી આ દાસ તમારો જન્મો જન્મનો આભારી છે. દેવી! તમારી જય હો, જય હો. હવે મારા દુઃખની વાત આપને કહુ છું.

**( જાગ્ય જાગ્ય શિવ હર હર ભોળા—એ રાગ. )**

હૃદય બળે છે બેની મારી શું કહું કથની મારીરે;
કર્મ સંજોગે આવી મળ્યું છે, દુઃખ દાવાનળ ભારીરે.
સુણો બેની કહું વાત મારી ક્ષત્રી કેરી જાત;
વિજય નગર ભલી ભાત, રાજ્યાસને મારા તાત.
મહારાજા વિજયસિંહ કેરો, પાટવી કુંવર હું છું રે;
પ્રતાપસિંહ છે નામજ મારૂં, પ્રેમ વિયોગે રીબાઉં રે—હૃદય.
મણીપુર સારૂં શહેર, રાજા ચંદ્રસિંહની મેર;
પ્રધાન પુનમચંદ્ર ઘેર, કન્યા કમળાગૌરી છેજ.
રૂપ અલૌકિક જ્ઞાન અધિકું, સગુણી સુંદર બાળારે;
ભવિષ્યનું મમ હૃદય રમકડું, મમ મન જીવન ધારારે—હૃદય.
શશિ વદનીનું મુખ, જોઈ પામ્યો મહાસુખ;
ટળશે જીંદગીનું દુઃખ, ભાગી ભવાટવીની ભૂખ.
વિવાહ વિધિથી હું જોડાયો, લગ્ન વિધિ રહી બાકીરે;
તે દેવીનું હરણ થયું છે, હું બન્યો તેનો ખાખીરે—હૃદય.
હૃદય બળે છે મનડું જલે છે, તનડું વિયોગે તલસેરે;
હૃદય રમણી કમળાગૌરી, બોલ પ્રિયે તું કયાં છેરે—હૃદય.

**कासार.**

આટલું બોલતાંજ પ્રતાપના હૃદયનો ઉભરો બહાર નીકળી આવ્યો. પ્રિયે કમળાગૌરી, કમળાગૌરી! અહા તું કયાં ગઇ, મને આમ રઝળતો ને ટળવળતો મુકી શું તું અદૃશ્ય થઇ? પ્રિયે બોલ બોલ આ તારો દિવાનો તને ચાહે છે. બોલ પ્રિયે એકવાર બોલ ને આ મારા બળતા હૃદયને શાન્ત કર. અતિશય કલ્પાંતથી તેને કંઠે ડચુરો બાઝયો ને ગભરાઇ ગયો. બેભાન જેવી સ્થિતિમાં લથડી ખાવવાથી તે ભોંય પડયો. પાણી પાવાને

માટે મોઢે હાથ અડકાડી મને પાણી પાઓ એવું તેણે ભગવતિને સુચવ્યું. ભગવતિ દેવીએ પોતાના કમંડળમાંથી તેને પાણી પાયું. વાંચક! આ ભગવતિને આવી સ્થિતિનો સ્વાનુભવ હતો તેથી દુઃખીને જોઇ તે ઘણીજ દુઃખી થઇ ને માયાળુ વચનથી બોલી:–

"ભાઇ તું દિલગીર ન થા તારૂં પ્રભુ કલ્યાણ કરશે. પેલી મારી ઝુંપડી છે, ત્યાં તું ચાલ. થોડોક વખત ત્યાં તું આરામ લેઇ ફળ ફળાદિ ખાઈશ એટલે તને કાંઈક શાન્તિ થશે."

"જેવી ભગવતિ દેવીની આજ્ઞા" કહી પ્રતાપ ઉભો થયો ને અશ્વને પાસે ચરતો હતો ત્યાંથી પકડી લાવ્યો. આગળ ભગવતિદેવી ને પાછળ પ્રતાપસિંહ તથા તેનો અશ્વ ત્રણે ચાલતાં ચાલતાં પર્ણકુટીએ આવ્યાં. "ભાઇ આ આસન ઉપર બેસો" કહી ભગવતિ પર્ણકુટીની અંદર ગઈ ને થોડાં ફળ લાવી તેણે પ્રતાપસિંહની આગળ મુકયાં. પ્રતાપે પોતાની રૂચિ પ્રમાણે ફળાહાર કર્યા પછી પાણી પીધું ને સતેજ થઈ બોલ્યો:–

"ભગવતિ બ્હેન! આપે મને જે જીવિતદાન આપ્યું છે તેનો બદલો તો મારાથી કોઇ રીતે વળી શકે તેમ છેજ નહિ પણ બેન આ દાસ આપનો જન્મો જન્મનો દાસ થઇને રહેવા માગે છે, તેથી આપ મારા નગ્રને વિષે પધારી મને કૃતાર્થ કરશો. અહીંથી સાત આઠેક કોસ ઉપર આવેલા વિજયનગર શહેરમાં મારા પિતાશ્રી રાજ્ય કરે છે. આપ ત્યાં આનંદથી રહેજો. હું આપને કોઇ પણ જાતની હરકત પડવા દેઇશ નહિ. હું આજથી આપનો ધર્મનો ભાઇજ છું એમ સમજજો. બેન આ બાબતમાં

ના કહી મારો જીવ આપ દયાળુદેવી નારાજ નહિજ કરો એવી મને ખાત્રી છે."

ભગવતિઃ-ભાઈ! આ અસાર સંસારથી હું કંટાળી છું. હજારો કાવા દાવા તેમાં ઉભા થાય છે. સ્નેહિ હોય તે વેરી થઈ જાય છે અને લુચ્ચા ને નાદાન માણસો પાપ કર્મમાં રચ્યા પચ્યા રહી પોતાની લુચ્ચાઇની જાળ પાથરી હજારો નીર્દોષ માણસોને દુઃખી કરે છે. ભાઇ મને હવે તે સંસાર ઉપર અરૂચી છે.

પ્રતાપસિંહઃ-બેન આપને માટે મારો જાન પણ આપવાને તૈયાર છું. દેવી! મારાં મા બાપે જન્મ આપેલા શરિરનો તો નાશ થઇ ગયો હતો પણ આપે આજે મને નવો જન્મ આપ્યો છે તેથી મારાં મા બાપ કરતાં પણ આપનો હું વધારે ઋણી છું. વળી આપનાં બોધદાઈ વચનો સાંભળવાથી મને પણ શાન્તિ થશે. બેન હું બહુજ દુઃખી થયો છું. મારી હૃદય રમણી કમળાગૌરીની શોધમાંજ ઘેરથી શિકારને બહાને હું નીકળી ચુકેલો હતો. મને ઘેર તેના વિયોગે ચેન પડતું નથી, રાજ્ય વૈભવો ગમતા નથી, ને શરિરને સુખ મળતું નથી. દરેકે દરેક ઠેકાણે તેની શોધ કરી, કરાવી, પણ કયાંઇ તેનો પત્તો લાગતો નથી તેથી હવે હું નિરાશ થઇ ગયો છું. બેન હવે હું આપની જોડે રહી આપનો દાસ બની મારો જીવ ભકિતમાં જોડી આપના વચનામૃતનું પાન કરી આપને મારા ગુરૂ માની આ સંસારને અસાર જાણી મારૂં જીવન પુરૂં કરીશ. બેન આ રાંક બંધુ ઉપર દયા લાવીને આપ મારા નગ્રમાં પધારો તોતો સારૂં; નહિતર એક તો મારી કમળાગૌરીનો વિયોગ છે ને બીજો મારી જનેતા,

મને નવો જન્મ આપનાર, મને મર્ણના મુખમાંથી બચાવનાર ભગવતિ દેવીનો વિયોગ થશે. આ બન્ને દુઃખોથી આ જીવ હવે ઝાઝો વખત ટકશે નહિ, માટે દેવી દયા કરો.

વાંચક! પ્રતાપસિંહના અત્યંત આગ્રહથી ભગવતિ દેવી હાથમાં કમંડળ લેઇ તેની સાથે તેના ગામમાં જવા તૈયાર થઇ ને તેની જોડે ચાલવા લાગ્યાં.

ભગવતિઃ—ભાઇ! મને ચાલવાનો મ્હાવરો છે તેથી તમો ઘોડા ઉપર બેસી તેને ધીમે ધીમે ચલાવજો એટલે આપણે વાતો કરતાં કરતાં સાથે ચાલીશું.

પ્રતાપસિંહઃ—બ્હેન! આપ મારાં મુરબ્બી છો; આપ પગે ચાલો ને હું ઘોડે બેસું એવું કદી બનેજ નહિ. મને પણ ચાલ-વાની ટેવ છે માટે હું પણ તમારી સાથેજ ચાલીશ.

બંને જણ ચાલતાં ચાલતાં ત્યાંથી બે એક કોસ દુર આવ્યાં કે અચાનક પ્રતાપની પછવાડે ચાલી આવતો તેનો ઘોડો ચકરી આવવાથી એકદમ જમીન ઉપર પડયો ને પગ પછાડવા લાગ્યો. આ બનાવ જોઈ પ્રતાપસિંહ તથા ભગવતિ દેવી અચા-નક આ અબોલ્યા પ્રાણીને શું થયું એમ વિચારવા લાગ્યાં.

વાંચક! આ ઘોડાના ખાધામાં નદીના ઘાસની સાથે કોઇ ઝેરી વેલો આવવાથી તેને આફરો ચઢયો ને પેટ ફુલાઈ જવા લાગ્યું.

પ્રતાપસિંહઃ—બેન આ ઘોડાના ખાધામાં કોઈ ઝેરી પદાર્થ આવેલો છે ને તેથી તે પ્રાણી આમ દુઃખી થાય છે.

ભગવતિ:-ભાઈ આપ અહીં આ ઘોડાની પાસે ઉભા રહો. પ્રથમની મારી ઝુંપડી પાસે આ ઝેર ઉતારવા માટે એક વેલનાં પાંદડાં છે તે હું જલદી લેઈ પાછી આવું છું. તે પાંદડાંને રસ આપણે આ ઘોડાના મુખમાં રેડીશું એટલે તેને આરામ થઇ જશે.

પ્રતાપસિંહ:-બ્હેન મને તે વેલ બરાબર ઓળખાવો, એટલે હું જાતેજ તે પાંદડાં લેઇ આવું છું.

ભગવતિ:-ભાઇ આ જંગલ છે, તેમજ અહીં શિકારી પ્રાણીઓ ઘણાંજ રખડતાં હોય છે માટે તેમાંનું કોઈ ઘોડાને કદાચ નુકશાન કરે તેથી આપ આ ઘોડાની રક્ષા કરતાજ અહીં બેસો ને હું જલદી જઈ આવું છું. વળી તે તમો અજાણ્યાનું કામ નથી. કદાચ ભૂલથી બીજાં પાંદડાં આવે તો ગજબ થાય. બિચારા નિર્દોષ પ્રાણીનો જીવ જાય માટે હુંજ જાઉં છું ને લેઇ આવું છું.

એમ કહી ભગવતિ દેવી પોતાની ઝુંપડી તરફ પાછાં વળ્યાં. અહીં પ્રતાપસિંહ ઘોડાની પાસે બેઠો બેઠો પોતાના વિશ્વાસુ ને નીમકહલાલ પ્રાણીના શરિર ઉપર શોકાગ્ર ચિતે ને દયાર્દ્ર લાગણીથી હાથ ફેરવે છે એવામાં પાછળથી કોઇ માણસો આવતાં જણાયાં. પ્રતાપ, આ લોકો કોણ હશે ? આમ વિચાર કરે છે તેટલામાં તો પ્રતાપસિંહની આજુ બાજુ ચારે દિશાએ તે હથિઆરબંધ માણસો ફરી વળ્યાં ને તેને ઘેરી લીધો.

પ્રતાપસિંહ:-અરે તમે કોણ છો ને શા માટે આમ આગળ પાછળ ગોઠવાઇને ઉભા છો ?

નાદાન છોકરા તું મને ઓળખતો નથી, હું તારો કાળ છું; આગળ પડતાં એક સરદાર જેવા જણાતા માણસે જણાવ્યું.

પ્રતાપસિંહઃ-શું તું મારો કાળ છે? દુષ્ટ દૂર ઉભો રહે મારો કાળ થતાં તું ક્યાંક કાળનો કોળીઓ ન થાય તેની સંભાળ રાખજે.

અરે નાદાન છોકરા તું હજી કાળસિંહના નામથી અજાણ્યો છે. હવેજ તને ખબર પડશે કે કાળસિંહનો પંઝો કેવો છે. ( કાળસિંહે જણાવ્યું )

પ્રતાપસિંહઃ-( મ્યાનમાંથી તલવાર બહાર કાઢી ) અરે ચંડાળ, તું કાળસિંહ નામનો કુતરો કોણ છે? તે મને સત્વર જણાવી દે પછી તને હું આ મારી સમશેરનો સ્વાદ ચખાડું.

કાળસિંહઃ-મૂર્ખ છોકરા જેમ આવે તેમ શું બકયા કરે છે. તારી પ્રિય વસ્તુ કમળાગૌરીને કબજે લેનાર આ તારા ભયંકર કાળ કાળસિંહને નમસ્કાર કર.

પ્રતાપસિંહઃ-ઓ કાળા નાગ કાળસિંહ શું તેંજ મારી પ્રિયાને કબજે કરી છે? તૈયાર થા પાપી તૈયાર થા, હવે હું તારૂં લોહી રેડવાને તલપી રહ્યો છું. યાદ રાખ દુષ્ટ, તારા જેવા કાળા નાગને નાથનાર હું કૃષ્ણ છું.

કાળસિંહઃ-અદમાસ છોકરા, કાળસિંહને તારા જેવા શિયાળવાનો કાંઇ પણ હિસાબ નથી. હું હવે થોડા વખતમાંજ તારૂં ખુન કરી તને યમપુરી દેખાડવા માગુ છું. તને મારી તારૂં મુસ્તક કમળાગૌરીના દેખતાં ધુળમાં રગદોળીશ ત્યારેજ મને શાન્તિ થશે; તને મરી ગએલો જાણી કમળાગૌરી પછીથી મારીજ થશે.

પ્રતાપસિંહ:—અલ્યા નાપાક કુતરા બોલ બોલ, કમળાગોરી અત્યારે કયાં છે?

કાળસિંહ:—હું તને હવે તેની પાસેજ લેઇ જવા માગુ છું ને તેની રૂબરૂજ તારૂં ખુન કરવા ધારૂં છું.

પ્રતાપસિંહ:—ઓ પાપી ચંડાળ! મેં તને બરાબર ઓળખ્યો નહિ.

કાળસિંહ:—ચુપ કર હેવાન, તારે હવે ઓળખવાની જરૂર નથી.

પ્રતાપસિંહ:—ઠીક! મૂર્ખ આવી જા. હું તને હવે મારી તલવારનો સ્વાદ ચખાડી નર્કના કુંડમાં ફેંકવા માગુંછું. દુષ્ટ તું નક્કી સમજજે કે સિંહનો બાળક હજારો શિઆળવાંને હંફાવવા સમર્થ છે. એમ બોલી એકદમ છલંગ મારી કાળસિંહના ઉપર તે તુટી પડયો.

વાંચક! સિપાઇઓ તથા કાળસિંહ પ્રતાપની આગળ પાછળ તરતજ ફરી વળ્યા. પ્રતાપ શુરો પ્રતાપ તલવાર ચમકાવતો ચમકાવતો દુશ્મનના ઘેરાને તોડવાનો પ્રયાસ કરવા લાગ્યો. લડાઈ પૂર્ણ જોસમાં ચાલી; પણ કોઇ માણુસ પ્રતાપના તરફ એક ડગલું પણ આગળ ભરી શકયો નહિ.

કાળસિંહ:—મારા શુરા સરદારો શું આ એક બિલાડીના બચ્ચાથી તમો ડરી જશો? તેને પકડો અને કેદ કરો.

આથી સિપાઇઓ વધારે ઉત્સાહમાં આવી જઇ જોરથી લઢવા લાગ્યા. પ્રતાપ રણભુમીમાં કેશરીસિંહની માફક ઘુમવા

લાગ્યો. તેની તીક્ષ્ણ તલવારથી દુશ્મનનાં એક પછી એક મુસ્તકો નીચે જમીનપર પડવા લાગ્યાં. આવી રીતે સાત માણસો પ્રતાપની તલવારને સ્વાધીન થયાં. કાળસિંહ તથા તેનાં ચાર માણસો એમ પાંચ જણ હજુ પણ પોતાના શિર સાટે પ્રતાપસિંહની સામે બાઝી રહ્યાં છે. મુડદાંનો ઢગ જોઇ પ્રતાપસિંહ આવેશમાં આવી ગયો ને બોલ્યો.

એ ચંડાળ! કાળા નાગ કાળસિંહ તું આવ આવ, આ મારી તલવારનો સ્વાદ હું તને ચખાડું. એ કુતરા! કમળાગૌરીને બદલે આ ચળકતી ગૌરી તને ભેટવાને બોલાવે છે. એ નાદાન! તું મારી સામે આવ, આમ દુર શું ઉભો રહ્યો છે? હું તને મારા હાથ બતાવું. આમ લડાઈમાં ઘુમતો ને આવેશમાં બોલતો પ્રતાપ કુદકો મારી કાળસિંહના તરફ ધસ્યો ને તેના શરીર ઉપર તલવારનો સખત ઘા તેણે ફેંક્યો.

અહા! કાળસિંહનું આવી બન્યું. જો કાળસિંહ ખસી ન ગયો હોત તો એક પલકમાં તેનો પ્રાણ હતો ન હતો થઇ જાત.

વાંચક! એવામાં અચાનક એક ગોળીબાર થયો ને પ્રતાપસિંહના હાથના કાંડામાં તે ગોળી આવતી વાગી તેથી તલવાર જમીન ઉપર પડી ગઇ ને પ્રતાપસિંહ શસ્ત્ર વિનાનો થયો.

કાળસિંહે તથા તેનાં માણસોએ આવી તરતજ તેને પકડી લીધો ને બંદીવાન બનાવી પોતાના રહેઠાણે ઉપાડી ગયા.



# પ્રકરણ ૧૫ મું.



## દેવી ભગવતિ.

પ્રભુ ત્હારી ગતિ ન્યારી, પ્રભુ ઇન્સાફની બારી;
પલકમાં ચ્હાય સો કરતો, નહિ અભિમાન તું ધરતો.
હશે માલીકની મરજી, મુને આ રાખવા સ્થિતિ;
વળી તેનું મગજ ભમતું, કદી પલટાવશે સ્થિતિ.

**કાસાર.**

ભગવતિ દેવી ઔષધીનાં પાંદડાં લેઇને પાછી આવી જુવે છે તો ત્યાં પ્રતાપસિંહને દીઠો નહિ. ઘોડો મરણને શરણ થએલો દીઠો અને તેની આજુ બાજુ છ સાત માણસોનાં મુડદાં પણ પડેલાં દીઠાં. આ મુડદાં તપાસી તપાસીને ભગવતિ જોવા લાગી; પણ તેમાં પ્રતાપ હતો નહિ. પ્રભુ ઇચ્છા બલિયસી કહી વિચારવા લાગી કે પ્રતાપસિંહ કોઈ દુષ્ટના પંઝામાં સપડાએલો હોવો જોઇએ ને તેની તલવારથીજ આ લોકો મરણને શરણ થએલા હોવા જોઇએ. હવે તેને કયાં શોધવો ? અહા પ્રભુ ! બધાં કાર્યો તારી ઇચ્છા પ્રમાણેજ બને જાય છે. તારી અકળ કળા માણસો શું કળી શકે? આમ વિચારી તે શોકાતુર બની ગઇ ને વળી કાંઈ બોલવા લાગી. “અહા પ્રભુ, શું તેનું સંસ્કારી હૃદય, ખરેખર મને તેના ઉપર સગાભાઈ જેવુંજ હેત આવતું હતું. અહા ! તે મને તેના રાજ્યમાં તેડી જઈ સુખી કરવા માગતો હતો પણ મને સુખી કરતાં તે શુરો સિંહ કોઇ દુષ્ટના હાથમાં

સપડાઇ ગયો. અહા પ્રભુ! દિનાનાથ હવે હું તેને કયાં શોધું? શું તેનો અમર આત્મા આ તુચ્છાની દુનિયા છોડીને સ્વર્ગભુમીમાં તો નિવાસ કરવા ઉપડી નહિ ગયો હોય! કોણુ જાણી શકે કે તે અત્યારે કેવી સ્થિતિમાં હશે.”

ઇશ્વર મારે મારૂં કર્તવ્યતો બજાવવુંજ જોઇએ. મારે તેને ગમે ત્યાં ફરીને શોધી કાઢવો જોઇએ, એમ વિચારી તે ત્યાંથી આગળ ચાલવા લાગી. ચાલતાં ચાલતાં તે વિચારમાં ને વિચારમાં એક ભયાનક જંગલમાં આવી પહોંચી. શિકારી પ્રાણીઓની ભયંકર બુમો અહિં સંભળાતી હતી. પર્વતોની ટેકરીઓ ને નાનાં નાનાં નાળાં ઓળંગતી તે કોઈ મનુષ્ય મળે તો હું તેને કાંઈ ખબર પુછું એમ વિચારતી ચાલી જતી હતી; પણ આવા ભયાનક સ્થળમાં કોણ હોય! આખરે ચાલતાં ચાલતાં દશ બાર ગાઉ દુર નીકળી પડી. સાંજ પડવા આવી, પક્ષીઓ બોલતાં બોલતાં પોતાના માળા તરફ પાછાં ફરવા લાગ્યાં ને સૂર્ય ભગવાન પોતાના આખા દિવસના શ્રમથી જાણે થાકી ગયા હોય ને જેમ બને તેમ પોતાના સ્થાનકે જલદી જવા માગતા હોય તેમ ગતિ કરતા લાગ્યા. ભગવતિ હવે ગભરાવા લાગી ને પ્રભુને સંભાળી તેની સ્તુતિ કરવા લાગી. અહા પ્રભુ! દુ:ખીના બેલી દિનદયાળુ પરિબ્રહ્મ પ્રભુ! દિનાનાથ હવે તું એકજ મારો આધાર છે. હે નાથ! હે ધણી! હે કૃપાળુ બાપા! તારી કળા અગમ્યછે. તું નિરંતર દયાનો વરસાદ આ સૃષ્ટિમાં વરસાવે છે; તારી દયાનું પાન કરનારા ને તારા ચર્ણને સેવનારા તારા ભકતજનો આ બ્રહ્માંડના આધાર રૂપ છે. ઓ દયાળુ દેવ તને આ

બાળકી સહુસ્વાર પ્રણામ કરે છે.

આ વખતે રાત્રિ પડી ગઇ હતી તેથી ઘોરરહમ અંધકાર વ્યાપિ ગયો હતો પણ આકાશના તારાઓનું સેજ સેજ અજવાળું પડતું હતું. ભગવતિ દેવી પ્રભુની સ્તુતિ કરી વિચારવા લાગી કે હવે આ અરણ્યમાં મારે આગળ વધવું યોગ્ય નથી તેથી એક ઘટાદાર વડવૃક્ષ પાસે આવી કાછડો મારી એક ડાળીને આધારે ટેકાઈ ઉપર ચઢી અને સ્થિર થઈ એક ભજન આસતે આસતે ગાવા લાગી:-

મારગ સાચો જણાવો પ્રભુજી મારગ સાચો જણાવો;
કંટ કોટી હઠાવો પ્રભુજી મારગ સાચો જણાવો.
કામ, ક્રોધ, મદ, લોભ, રીપુઓ, પકડી જાય છોડાવો-પ્રભુજી !
ત્રાહી તોબા માયાથી છે ગરીબ બાલ બચાવો-પ્રભુજી !
બ્રહ્માંડે તું ભરપુર પુરો માયા કાં દર્શાવો-પ્રભુજી !
તારી છું હું તુજ શરણે છું ખાલી કેમ તપાવો-પ્રભુજી !
ન્હાવું રહેવું શિખવી બાપુ ઝાંખી નુરની કરાવો-પ્રભુજી !

कासार.

ઉપરનું ભજન ગાઈ આખરે તે શાન્ત થઈ પ્રભુની લીલા જોવા લાગી; તેવામાં દૂરથી કોઇ માણસોનો અવાજ સંભળાયો. ધીમે ધીમે અવાજ વધતો ગયો ને કોઇ બે માણસો તેજ વડની તળે આવીને બેઠા ને માંહોમાંહી વાતો કરવા લાગ્યા.

"માનસિંહજી! જુવો આજે તો ધારેલું એક કામ પાર પડયું. પ્રતાપસિંહને કબજે કર્યો છે, એટલે એ એની મેળે ઠેકાણે આવશે."

"સરદાર સાહેબ પ્રતાપસિંહનું હવે શું કરવા ધારોછો? તે છોકરો કાંઇક તીખો જણાય છે માટે હવે તેને વધારે વખત જીવતો રાખવો યોગ્ય નથી."

"અરે સાંભળ, પ્રતાપને કેદી વેશમાં ને સખત પેરામાં કમળાગૌરી પાસે લેઈ જઇશું ને પછી કમળાગૌરીને પ્રતાપના નામર્દીપણા વિષે વાત કરી આપણે શરણે થવાને ફરમાવીશું; કદાચ તેમ નહિ માને તો તેના દેખતાંજ પ્રતાપનું ખુન! પછી ત્રાસ પામી તે આફુરી પગે લાગશે ને મને જરૂર ચ્હાશે, કેમ બરાબર?"

"વાહ વાહ! યુકિત તો બરાબર રચવી ધારી છે. પ્રતાપનું ખુન જોઈ જરૂર તે ડરી જશે ને તેનો એકે આધાર નહિ રહેવાથી તે તમારીજ થશે. ભાઇ આપ કમળાગૌરી મનમોહીનીના સ્વામી બનશો એટલે તો તમારા ભાગ્યની વાતજ શી! મને પણ ભાભી કહી રમત ગમત ને મશ્કરીઓ કરવાની મઝા પડશે."

"અરે! કમળાગૌરી મળી ચુકી જાણ ને ચંદ્રસિંહનું પણ કાત્યાયન કાઢીને રાજ્ય પણ મેળવ્યું જાણ. હવે એક પછી એક હાથમાં આવતાં જાય છે ને માતાજીના પ્રતાપથી સમય પણ અનુકુળ થતો છે."

"પણ સરદાર સાહેબ, ગુરૂમહારાજ! માતાજીના બલિદાનની વાત જણાવે છે તે કયારે કરવાનું? જરૂર સમજજો કે માતાજીના પ્રતાપથીજ આ બધી બાજી સુધરી છે ને હવે પણ સુધરશે; માટે ધર્મના કામમાં તો ઢીલ કરવી તે મને યોગ્ય લાગતું નથી. એતો તરત દાન ને મહા પુન્ય."

"હા તે પણ આપણે આજે ગુરૂમહારાજને પુછી લેવું ને તે જે દિવસ નક્કી કરી બતાવે તે દિવસે આપણે સઘળી તૈયારી કરી સજજ થવું."

"બલિદાનને માટે તો પેલો રમણીકજ છેને ?"

"હા, તેતો તેજ તો ! આ પ્રતાપનું બલિદાન આપવાથી માતાજી ખુશ તો થાય પણ મારે તો તેને એ હઠીલી અબળાની આંખ આગળજ તરફડતો તરફડતો સ્વધામ મોકલવો છે માટે બલિદાનને માટે તો તે રમણીકજ."

"હજુ સુધી ગુરૂમહારાજ કેમ ન આવ્યા ?"

"આવતા હશે, પણ જો તો ક્યાંઈ અંધારામાં ભુલા ન પડે. તેં ઠેકાણું તો બરાબર બતાવ્યું છેને ?"

"હાજી ! મેં જરૂર ભુતીઆ વડેજ આવવાનું કહ્યું છે."

"ઠીક ત્યારે આવતા હશે."

વાંચક ! ઉપર જણાવેલા માણસોને તો તેં ઓળખ્યાજ હશે ? તે કાળસિંહ તથા માનસિંહ હતા. તેઓ રાત્રે બહાર ફરવાને બહાને ઘણી વખત આ વડ તળે અવીને બેસતા ને કાંઈ અવનવી મસલત કરી એકાદ બે કલાક અહીં ગુમાવી પોતાના મુકામે પાછા જતા. હંમેશના રિવાજ મુજબ આજે પણ તેઓ અહીં આવ્યા હતા ને ઉપર મુજબ વાર્તાલાપ કરી ગુરૂમહારાજ શિવગરની રાહ જોતા બેઠા હતા. તેવામાં સામેથી શિવગર મહારાજ આવતા જણાયા ! તેમને જોતાંજ બન્ને જણા ઉભા થયા. મહારાજને માન તથા આસન આપવાને આમથી તેમ જોવા

લાગ્યા ને ખાલી ડોળ કરવા લાગ્યા. આખરે એક વડવૃક્ષનું મૂળીઉં ઉપસેલું હતું તેના ઉપર શિવગર મહારાજને બેસાડ્યા ને તેઓએ સામે જમીન ઉપર આસન લીધાં. ગુરૂ મહારાજે બોલવું શરૂ કર્યું.

"કર્યું સરદાર સાહેબ! મઝા હેને ? આજે તો તુમને બોત ભારી કામ કીયા! એક બિકરાળ સિંહકું તુમને કબજામાં લે લીઆ, હવે તુમારા કામ પાર પડજાવેગા."

"જી મહારાજ! માતાજી ને ગુરૂમહારાજની કૃપાવડેજ બધુ કામ પાર પડે છે."

"સુનો ભાઇ! એહી દેવી, આપકા કામ કરનેમેં પાછી પાની નહિ કરતી હે, તો ઈષ્ટદેવીકું સંતુષ્ટ કરવી જોઇએ. બોલો બળિદાન ક્યારે આપતા હો."

"જી, આપ મુહુર્ત આપો ત્યારે અમો તૈયારજ છીએ."

"ઠીક ત્યારે, આ કાળીચોદસને દિવસેજ. તે રાત્રે કાળકા માતાના દેવળમાં જવું ને પુજા આરતી કરી બળિદાન આપી માતાજીને સંતુષ્ટ કરવાં. ઠીક, બળિદાનને માટે તો પેલો રમણીક છે તેજને ?"

"હાજી તેજ."

"ઠીક ત્યારે, તે દિવસે તેની પાસે માતાની પુજા કરાવવી, ને પછી ૐ સ્વાહા! સ્વાહા! બોલતાં તેને પુરો કરવો."

"બહુ સારૂં જેવી ગુરૂ મહારાજની આજ્ઞા."

"ઠીક ત્યારે ચાલો હવે, મુકામે."

"હાજી, ચાલો."

વાંચક! આ દુષ્ટ ત્રિપુટી, દુષ્ટ વિચારો કરી, ઉભી થઇ ને ચાલતાં ચાલતાં અંધારામાં અદ્રશ્ય થઇ. ભગવતિ દેવી, આ બધી વાત વડ ઉપર બેઠી બેઠી સાંભળતી ને વારે ઘડીએ કમકમાટી પામતી હતી. તેને વિચારો ઉપર વિચારો ઉદ્ભવતા હતા. વળી રમણીકનું બળિદાન આપવાનું સાંભળી તેને ઘણા ઘણા વિચારો આવતા હતા. શું આ લોકો કહે છે તે મારો હૃદયનો નાથ તો નહિ હોય! શું મારો હૃદય રમણ આ લોકોના હાથમાં સપડાયો હશે! પ્રભુ જાણે આ દુષ્ટ લોકો કોણ હશે! પ્રતાપસિંહને તથા તેની પત્નીને તો આ લોકોએજ કબજે કરેલાં છે. તેતો તે લોકોની વાત ઉપરથી સાફ જાણી શકાય છે. આવા વિચારોમાં ભગવતિ ગોથાં ખાતી ગભરાતી હતી. આ લોકોના ઉપર તેને ઝેર તો ઘણુંજ વ્યાપ્યું હતું. જો એકાદ પિસ્તોલ કે એવું કંઈ બીજું હથીઆર તેની પાસે તે વખતે હોત તો કયારનાએ આ લોકો રામ શરણ થઇ ગયા હોત; પણ લાચાર. વળી શિવગર બાવાનો અવાજ તેણે ઓળખ્યો હતો. એ બાવો તેને ઘેર હમેશાં લોટ માગવાને આવતો હતો તેજ છે, તેથી રમણીકને માટે પાયાબંધ ખાત્રી મળી ગઇ હતી. આ વખતે પરોઢીઉં થવા આવ્યું હતું. પૂર્વ દિશા તરફ પ્રકાશ થવા લાગ્યો હતો. ભગવતિ ઝાડ ઉપરથી નીચે ઉતરી ને પાસે કાંઇક પાણી હોય તો ત્યાં જઇને સવારનું આન્હિક કર્મ કરવાને માટે ત્યાંથી રવાના થઇ. થોડુંક આગળ ચાલી તેવામાં એક નદી તેની નજરે પડી. નદીને જોતાંજ ત્યાં દાતણ પાણી તથા સ્નાન કરવાને તે રોકાઈ. દાતણ

પાણી કરીને પરવાર્યા પછી તે સ્નાન કરવાને માટે નદીમાં ઉતરી. આ વખતે આસો માસ ચાલતો હતો; પણ પછાત વરસાદ વરસવાથી નદીમાં પાણી ખુબ આવેલું હતું. પાણીથી મોટી મોટી ભેખડો પણ ભરાઇ ગઈ હતી. ભગવતિ ઢીંચણ સામા પાણીમાં ઉતરી પણ પગ લપસી જવાથી મોટા વમળમાં તણાઇ. બહાર નીકળવાને તેણે ઘણાં ફાંફાં માર્યાં પણ પાણીનું તાણ વિશેષ હોવાથી તેનું કાંઇજ વળ્યું નહિ, ને બેભાન થઇ નદીના પાણીની સાથે તણાવા લાગી. ૐ પણ કહ્યું છે કે:—

જેને સહાય ત્રિભોવન નાથ, અવર જન શું કરશે, શું કરશે;
જેનો ઝાલ્યો હરિએ હાથ, અવર જન શું કરશે, શું કરશે.

અહા! જેને રામ રાખે તેને કોણ મારી શકે તેમ છે. પ્રભુ! તારી ગતિ ન્યારીજ છે. આ વખતે પ્રભાતજ્યોતિ બે સાધુઓની સાથે નદી ઉપર સ્નાન કરવાને આવી હતી. તેણે દૂરથી કોઇ મનુષ્યના શરીર જેવું તણાતું આવતું દીઠું. આથી તેણે સાધુઓને નદીમાં પડી તે શું છે તેની તપાસ કરવાને કહ્યું.

ૐ નારાયણ! કહી સાધુઓ નદીમાં કુદી પડ્યા, ને થોડી વારમાં એક સ્ત્રીના શરીરને બહાર ખેંચી લાવ્યા. એક તો સ્ત્રીનું શરીર ને ઉપર ભગવી કફની જોઇ પ્રભાતજ્યોતિ વિસ્મય થઇ. તે તેને કાળજીથી તપાસવા લાગી તો તેને જણાયું કે તેનો આત્મા હજી કાયાનો સબંધ છોડી રવાના થએલો નથી. જો બરોબર ઉપચાર કરવામાં આવે તો કદાચ આ બાઇ સાવધ થાય. હજી તેનું હૃદય ગરમ હતું તેથી તે ભગવતિના શરીરને એક ઝાડની ડાળીએ ઉંધે માથે લટકાવવામાં આવ્યું ને ધીમે ધીમે

હીંચકા નાખી તેણે પીધેલું પાણી ઓકાવી કાઢયું. હવે ભગવતિને ચતી સુવાડી તેના બે હાથ ઝાલી પ્રભાતજ્યોતિએ ખભાથી પડખા સુધી એમ ઉંચા નીચા કરવા માંડ્યા. આખરે ઘણી મહેનતે કાંઇક શ્વાસ ચાલતો થતો જણાયો. આથી પ્રભાતજ્યોતિ આનંદ પામી ને ઉપાયો જારી રાખ્યા. અંતે ભગવતિ શુદ્ધિમાં આવી ને બેએક કલાક પછી આંખ ઉઘાડીને બોલી:-"બેન! આપ કોણ છો ને હું અહિં કયાંથી?"

પ્રભાતજ્યોતિ:-બેન! આપ ગભરાશો નહિ, આપના શરીરને નદીમાંથી તણાતું બહાર કાઢી, આ સાધુ બાંધવોએ આપને બચાવ્યાં છે. હવે તમો નિર્ભય છો.

ભગવતિ:-બેન! તમારૂં કલ્યાણ થાઓ. પ્રભુ તમારો જય કરો.

પ્રભાતજ્યોતિ:-આપ આ નદીમાં કેવી રીતે પડી ગયાં તે હકીકત તથા આપની કાંઇક ઓળખાણ આપવા કૃપા કરશો.

ભગવતિ:-બેન! હું દુઃખથી કંટાળેલી એક બ્રાહ્મણ બાળા છું. સંસારના કાવાદાવાથી ગભરાઇને એક અરણ્યમાં ઝુંપડી બાંધી રહેતી હતી. મારૂં નામ ભગવતિ છે. નદીમાં સ્નાન કરતાં પગ લપસી જવાથી અકસ્માત હું આમ તણાઇ. પછી શું થયું તેની મને ખબર નથી.

પ્રભાતજ્યોતિ:-આપને તણાતાં જોઇ આ મારા સાધુ બાન્ધવો તમને અત્રે ખેંચી લાવ્યા છે ને આપની આગતા સ્વાગતા કરવાથી આપ બચી ગયાં છો.

ભગવતિ:-પ્રભુનો ને આપ દયાળુંનો મારા ઉપર ઉપકાર.

પ્રભાતજ્યોતિ:-ભગવતિ બેન! આપ હવે અમારા આશ્રમે પધારો. ત્યાં તમને કોઈ પણ પ્રકારની હરકત પડવાની નથી. અમારા ગુરૂમહારાજ બહુજ દયાળુ છે. તેઓ મને પોતાની પુત્રી સમાન પાળે છે. ત્યાં આપને આવવામાં કાંઈ પણ હરકત નથી.

ભગવતિ:-બેન! આપની કાંઇક ઓળખાણ આપવા કૃપા કરશો.

પ્રભાતજ્યોતિ:-બેન! હું એક ક્ષત્રીય બાળાછું. મારૂં નામ પ્રભાતજ્યોતિ છે. અમારા ગુરૂમહારાજે મને પણ મરણના પંઝામાંથી બચાવીને તેઓશ્રીના મઠમાં રહેવાને સ્થાન આપ્યું છે. અમારો પિતા પુત્રી જેવો સંબંધ હમેશાં વધતો જાય છે. તે મને પોતાની દીકરી સમાન ગણે છે. વધુ હકીકત આપ આગળ ઉપર જાણશો માટે મઠમાં પધારો.

ભગવતિ:-બેન! હું તો હવે આ જંગલમાંજ દિવસો ગુજારીશ. મારા આ અભાગીઆ શરીરની ખાતર આપને હવે હું બહુ તસ્દી આપવા માગતી નથી. પ્રભુ તમારૂં કલ્યાણ કરો.

પ્રભાતજ્યોતિ:-બેન, આપ આ શું બોલો છો? હું પણ આખા મંડળમાં એકલીજ સ્ત્રી છું. આપ મારાં સગાં બેન જેવાં છો. આપણે બંને જણાંને સાથે રહેવાથી ઠીક ફાવશે. ભલા, મને પણ તમારે લીધે ગમશે; વળી બંને જણાં સુખ દુઃખની વાતો કરી આનંદમાં દિવસો નિર્ગમન કરીશું. અમારા ગુરૂમહારાજ હરિદાસજી ઘણાજ દયાળુ અને પવિત્ર છે, તેતો તમને જોતાંજ ઘણા ખુશી થશે માટે તમને ત્યાં આવવાથી કાંઇ પણ હરકત નથી.

ભગવતિઃ–આપ દયાળુનો ઉપકાર સ્વીકારી આ દેહ આપની સાથે આવવાને તૈયાર છે; પણ બેન આજકાલના સાધુઓ ઉપર મને પૂરતો વિશ્વાસ આવતો નથી.

પ્રભાતજ્યોતિઃ–બેન ! તમો તેને માટે બેફીકર રહો. આ મારા ગુરૂમહારાજ તો કોઇ સાક્ષાત પ્રભુનો અવતાર હોય તેવા યમ નિયમવાળા મહાત્મા છે. વળી તમામ મંડળ પણ ઘણુંજ સાત્વિક વૃત્તિનું છે; તેની આપને ત્યાં રહેવાથી ખાત્રી થશે.

ભગવતિઃ–બેન ! આજથી આપને હું મારાં મોટાં બેન સમાન ગણું છું ને આપની આજ્ઞા માથે ચઢાવી આપની સાથે આવવાને તૈયાર છું.

વાંચક ! બધાંએ ચાલવા માંડયું. થોડા વખતમાં બધાં મઠમાં આવી પહોંચ્યાં. પ્રભાતજ્યોતિએ તથા ભગવતિએ મહાત્મા હરિદાસજીને પ્રણામ કર્યા ને તેઓશ્રીની સામે બેઠાં.

પ્રભાતજ્યોતિઃ–પિતાજી ! આ એક બેન આજે ગંગાજીમાંથી મળી આવ્યાં છે. તેમનું નામ ભગવતિ દેવી છે. તે ઘણાંજ સુશિલ ને પવિત્ર છે. પછી તેની તમામ વિતેલી વાત પૂરેપૂરી મહારાજશ્રીને જણાવી.

હરિદાસજીઃ–બેન ! આપનું નામ ભગવતિ છે ? ( ભગવતિના સામુ કરૂણા દૃષ્ટિથી બોલ્યા. )

ભગવતિઃ–હાજી, આ દાસીનું નામ ભગવતિ છે.

હરિદાસજીઃ–બહુ સારૂ મારી બેટીઓ, તમો બંને જણાં આ પ્રભુના પવિત્ર ધામમાં આનંદ કરો. બેન પ્રભાતજ્યોતિ !

હવે તને પણ ગમશે. તારા ઉપર કૃપા કરી ગંગા માતાએ તને એક બ્હેનપણી આપી.

પ્રભાતજ્યોતિઃ—હા પિતાજી ! બન્યું છે તો તેમજ.

વાંચક ! દિવસો ઉપર દિવસો જવા લાગ્યા ને પ્રભુ ઇચ્છાથી ભગવતિનો તથા પ્રભાતજ્યોતિનો પ્રેમ વધતો ચાલ્યો. મહાત્મા હરિદાસજીની પણ તેમના ઉપર અમી નજર નિરંતર રહેતી હતી. તમામ સાધુમંડળ પણ બન્નેને બેનો સમાન ચ્હાતું હતું.

# પ્રકરણ ૧૬ મું.

## "બળિદાન."

છો શિર પર ઝૂમી રહી, અગણિત તલવારો કદી,
છો સ્નેહિઓ સઘળા કદાપિ વેરી થઈ આવે ચઢી;
છો ગોળીના ગરકાવમાં આ દેહને ઉભી કરી,
પણ મેંર છે માલિકની તો કંઈ ઈજા નહિ આવતી.

**कासार.**

**એક** વખત રાત્રિના સમયે હરિદાસ મહારાજના મઠની એક બાજુની ઓરડીમાં દીવો બળતો હતો. રાત્રીના અગીઆર વાગ્યા હતા છતાં એક બીજાની વાર્તામાં આનંદ પડવાથી પ્રભાતજ્યોતિ તથા ભગવતિ જાગતાં હતાં.

પ્રભાતજ્યોતિઃ—ભગવતિ બેન ! તમારી વાર્તા ઉપરથી તો જણાય છે કે, આજ રાત્રેજ કાળકામાતાના દેવળમાં કોઇ નિર્દોષનું ખૂન થવાનું છે.

ભગવતિઃ—હા બેન ! પણ આપણે કાંઇ તે દેવળ જોએલું છે કે તેને બચાવી શકીએ.

પ્રભાતજ્યોતિઃ—હા, આ ગિરિ ઉપરજ અત્રેથી એક માઇલ દૂર તે કાળકામાતાનું દેવળ છે. બેન ! મને તો એમ થાય છે કે આપણે અત્યારેજ ત્યાં જઇએ ને તે નિર્દોષને બચાવીએ.

ભગવતિઃ—બેન, કોઇનું ખૂન થતું બચાવવું તેતો મહા પુન્યનું કામછે; પણ આપણે અજાણ્યાં ત્યાં શી રીતે જઇ શકીએ?

પ્રભાતજ્યોતિ:-જરાવાર થોભો, હું આ તમામ વાત ગુરૂ મહારાજને જણાવી આવું, પછી તેઓશ્રી જેમ સલાહ આપે તેમ કરીએ.

એમ કહી પ્રભાતજ્યોતિ હરિદાસજી મહારાજની ઓરડી પાસે આવી. આ વખતે ઓરડીમાં દીવો બળતો હતો ને મહારાજ પ્રભુ ભજનમાં લીન થએલા હતા. બહારથી પ્રભાતજ્યોતિએ ઓરડીનાં દ્વાર ખખડાવ્યાં.

હરિદાસજી:-કોણ ?

પ્રભાતજ્યોતિ:-જી, પિતાજી ! હું આપની પ્રભાત.

હરિદાસજી:-કેમ બેટા ! અત્યારે કેમ આવી છે ?

પ્રભાતજ્યોતિ:-બાપજી ! એક અગત્યનું કામ છે, તેમાં આપની સલાહ લેવાને આવી છું.

હરિદાસજી:-ઉભી રહે, બેન ! હું બહાર આવું છું. કહી એક કાંબળી શરીર ઉપર લપેટી મહારાજ બહાર આવ્યા ને બોલ્યા:-કેમ બેન ! એવું કામ શું છે ?

પ્રભાતજ્યોતિ:-બાપજી ! આજે એક ધર્મના કામમાં માથું ઘાલવાનું છે. આપણા મઠમાં ભગવતિ બ્હેન છે તેમના કહેવાથી જણાય છે કે, કોઇ દુષ્ટો આ પાસેના કાળકામાતાના દેવળમાં એક નિર્દોષનું બળિદાન આજ રાત્રે આપવાના છે માટે અમો તેને બચાવવા માગીએ છીએ.

હરિદાસજી:-બ્હેન ! તમો બન્ને જણુ એકલાં જઇને શું કરશો ? તે કામ તમારૂં નહિ. ચાલો હું તે માટે તમારી સાથે

આવું પુંકહી મહારાજે ચેતનદાસજીને બૂમ મારી એટલે ચેતન-દાસજી આવ્યા. મહારાજે તેમને જોઇ કહ્યું:-ભાઇ! એક તમે ને બીજા ભગવાનદાસ, એમ બે જણા મારી સાથે આવવાને તૈયાર થાઓ. અત્યારે એક નિર્દોષના પ્રાણ બચાવવાને કાળકાના દેવળે જવાનું છે. જાઓ ભગવાનદાસને બોલાવો.

વાંચક! જી મહારાજ કહી ચેતનદાસ ગયા, ને ભગવાન-દાસને જગાડી તમામ વાતથી વાકેફ કરી, તૈયાર થઈ બંને જણા હરિદાસજી પાસે આવ્યા.

હરિદાસજી:—ચૈતનદાસજી! મારૂં ધારવું એવું છે કે તે દુષ્ટ લોકોનું વધારે માણસ હોય તો આપણે પણ તેમના કબજે પડી જઇએ માટે તમામ મંડળને તૈયાર કરો ને કહો કે સૌ પોતાની લાંબી લાકડીઓ લેઇને તૈયાર થાય તે બધાને આપણે દૂર ઉભા રાખીશું ને જરૂર પડશે તો શંખનાદ કરી મદદ માટે બોલાવીશું. એમ કહી મહારાજે ત્યાં શંખનાદ કર્યો. તમામ સાધુઓ જાગી ઉઠ્યા ને એક પછી એક મહારાજ પાસે આવી ભેગા થયા. સૌ વિચારમાં હતા કે મહારાજે અત્યારે તમામને કેમ બોલાવ્યા હશે? તેવામાં બધાને જોઇ મહારાજે બોલવું શરૂ કર્યું.

"મારા પવિત્ર આત્માઓ આજે અત્યારેજ એક નિર્દોષનું ખૂન થતું બચાવવાને માટે આપણે કાળકામાતાના દેવળે જવાનું છે માટે સૌ પોતપોતાની લાંબી લાકડીઓ લઇ તૈયાર થઇ જાઓ."

વાંચક! હરિદાસજીનો હુકમ થતાંજ તમામ મંડળ તૈયાર થઇ ગયું. ગુરૂમહારાજકી જય પોકારી તમામ જણાએ હરિદાસ-જીની સાથે ચાલવા માંડ્યું. સાથે પ્રભાતજ્યોતિ તથા ભગવતિ

પણ તૈયાર થયાં. અંધારી રાત્રી અને વળી ડુંગરાઉ પ્રદેશ તેથી બે મસાલો કરી લેવામાં આવી. ગુરૂમહારાજ, પ્રભાતજ્યોતિ ને ભગવતિ ત્રણે જણને વચ્ચમાં રાખી આજુબાજુ તમામ જમાત ચાલતી હતી, ને વારે ઘડીએ રાધેકૃષ્ણ દેવકી જય! ગુરૂમહારાજકી જય! પોકારતી હતી.

થોડાક સમયમાં તમામ મંડળ કાળકામાતાના દેવળની નજીકમાં આવી પહોંચ્યું. ગુરૂમહારાજે તમામને ઉભા રહેવાની સંજ્ઞા કરી એટલે તમામ મંડળ ત્યાં ઉભુ રહ્યું.

હરિદાસજી, ચૈતનદાસજી તથા ભગવાનદાસજી એમ ત્રણ જણા દેવળમાં જવાને તૈયાર થયા ને પ્રભાતજ્યોતિ તથા ભગવતિ ને બીજા સાધુઓને ત્યાંજ બહાર રોકાવા જણાવ્યું ને જો શંખનાદ કરૂં તો તાબડતોબ અંદર આવજો એમ હરિદાસજીએ કહ્યું.

હરિદાસજી તથા ઉપર જણાવેલા બે સાધુઓએ દેવળમાં પ્રવેશ કર્યો. ત્યાં તેમણે એક નિર્દોષ માણસને બળિદાન આપવાને માટે કોટમાં પીળા કરેણના ફુલની માળા પહેરાવી, નવાં કપડાં સજાવી, કપાળમાં કંકુની આરચા કરી કાળકામાતાની મૂર્ત્તિના સામે ઉભો રાખેલો દીઠો. મંદીરમાં જ્યાં ને ત્યાં દુર્ગંધ પ્રસરી રહી છે. બે માણસો ઉઘાડી તલવારે તે બળિદાનની પાસે ઉભા રહ્યા છે ને એક વેષધારી સાધુ જેવો જણાતો માણસ માતાજીની મૂર્ત્તિ પાસે બેસી, કંઈક મંત્ર ભણતો હોય તેમ જણાયું. તેની પાસે એક નાનો ઘીનો દીવો બળતો હતો તથા નાળીએર, કંકુની પડી, ચુંદડીનો કકડો, લોબાનનું પડીકું, તેલ, સિંદુર તથા એક નળીઆના કકડામાં અગ્નિના થોડાક

ધગધગતા અંગારા પડેલા હતા. આ દેખાવ જોઈ મહાત્મા હરિદાસજીનું હ્રદય દયાની સાથે ક્રોધથી ભરાઈ આવ્યું. આ દુષ્ઠોના હાથમાંથી આ નિર્દોષને હવે કેવી રીતે બચાવવો તેને માટે તેઓ વિચાર કરવા લાગ્યા. રાત્રિ અંધકાર વાળી હતી એટલે તેમને કોઇએ જોયા નહોતા. થોડાક વખત વિચાર કરી પ્રભુનું સ્મરણ કરી પરમાત્માની મદદ માગી હરિદાસજી દેવળની પછવાડે ગયા ને દેવળ ઉપર સાધુઓ તથા પોતે ચઢયા. પ્રભુ ઇચ્છાએ દેવળના શિખરમાં એક બારી જેવું મળી આવ્યું તેમાં તેઓ પેઠા તો તે બારીમાંથી દેવળમાં ઉતરાય તેવું બાકુ તેમની નજરે પડયું. હરિદાસજી આ જોઇ ઘણાજ ખુશી થઇ ગયા ને પ્રભુનો ઉપકાર માનવા લાગ્યા; હવે હરિદાસજીએ પોતાની પાસેની પોટલી છોડી તેમાંથી એક મોટો પગ સુધીનો લાંબો અંચળો કાઢીને પોતે ઓઢી લીધો ને કપાળમાં કંકુની મોટી આરચા કરી હાથમાં ત્રિશુળ ઝાલ્યું. જટા છોડી નાખીને શરીર ઉપર કંકુનું પાણી કરી છાંટી દીધું, એટલે જાણે સાક્ષાત કાળકાદેવી પોતાનું ખપ્પર ભરવાને તૈયાર થઇને આવી હોય તેવા જણાવા લાગ્યા. પછી સાથે રાખેલું એક દોરડું છોડી તેનો એક છેડો મહારાજે ઝાલ્યો ને બાકીનું ઉપરથી બરાબર પકડી રાખવાને ચૈતનદાસને સુચવ્યું. મહારાજ જય પ્રભુ કરી તે વિવળમાં થઇ દેવળમાં ઉતરવાને તૈયાર થયા.

અહીં દેવળમાં હવે બલીદાન આપવાની તૈયારી થઈ ગઇ હતી. શિવગર બાવો પુજાથી પરવારી છેલ્લી સ્તુતિ જેવું કંઇક બોલતો હતો તેવામાં ઉપરથી ખરરર કરતાં કાળકામાતાજી ઉતર્યા.

આમ અચાનક દેવળના શિખરમાંથી માતાજીને ઉતરી આવેલાં જોઈ શિવગર બોલ્યો જય માતાજી, બોલા કાળકા માતકી જય, જય મા જય, મા કરવા મંડી ગયો. કાળસિંહ તથા માનસિંહ પણ માતાને પગે લાગવા તથા પાઘડીઓ ઉતારવા મંડી પડયા ને આળોટવા લાગ્યા. જય મા, જય મા કરી સાક્ષાત માતાજીજ પધાર્યાં છે એમ માની તેઓ સંતુષ્ટ થયા.

શિવગરઃ–સરદાર સાહેબ! આજે માતાજીની પુર્ણ કૃપા આપણા ઉપર થઇ છે. આજે આપણને સાક્ષાત માતાજીએ દર્શન દીધાં, કહી જય મા, જય મા બોલતો માતાજીના પગમાં આળોટવા મંડી ગયો. કાળસિંહ પણ માતાજીના સામે બે હાથ જોડી કાળકા માતકી જય ના ધ્વની કરી રહ્યો છે તેવામાં માતાજીએ આસતે આસતે બોલવું શરૂ કર્યું

“બચ્ચાઓ! હું તમારી પુજાથી આજે સંતુષ્ટ થઇ છું, તેથી તમારૂં જરૂર કલ્યાણ કરીશ. તમારી મનકામના પુર્ણ કરીશ ને વધુમાં તમારો જય કરીશ.”

“બોલા કાળકા માતકી જય! જયદેવી જયદેવી, જે અંબે જે અંબે કરી ત્રણે જણા કુદવા તથા નાચવા મંડી ગયા ને કુતરાની પેઠે માતાજીને ગેલ કરવા મંડી ગયા.”

પાછું માતાજીએ બોલવું શરૂ કર્યું.

“બેટાઓ ગભરાશો નહિ હું તમારા ઉપર પ્રસન્ન છું ને થોડા વખતમાંજ તમારો જય કરીશ. લાવો લાવો મીરૂં બલીદાન કયાં છે? એમ બોલી માતાજીએ પોતાનું ત્રિશુળ પોતાના જમણા હાથની આંગળીઓ ઉપર ફેરવવા માંડયું.”

"માતાજી ક્ષમા ક્ષમા, દેવી આ બલિદાન તમારે માટે તૈયારજ છે." કહી રમણીકને આગળ રજુ કર્યો.

"બચ્ચાઓ આજે મારૂં બલિદાન હું મારી જાતેજ લેવા ધારૂ છું. તમો મારા બલિદાનને હવે અડકશો નહિ. બચ્ચાઓ તમારૂં હવે કલ્યાણજ થઇ ગયું સમજો. જાઓ હવે આ બલીદાનને અહીં મારા મંદીરમાં મૂકીને તમો તમારે સ્થળે ચાલ્યા જાઓ."

"જેવી માતાજીની આજ્ઞા" બોલો કાળકા માતકી જય!

"મારા સેવકો! જ્યારે જ્યારે તમારે મારી મદદની જરૂર પડે ત્યારે ત્યારે મને યાદ કરજો એટલે હું તમારી મનકામના પુર્ણ કરીશ. જાઓ હવે મારૂં બલીદાન ખોટી થાય છે. તમો જેમ બને તેમ તમારા મકાને જલદી જાઓ. કોઇ માણસો તમને ફસાવવા માગે છે પણ મારી મહેરબાનીથી તમને કાંઇ પણ આંચ આવવાની નથી એ જરૂર સમજજો."

"માતાજીનાં આવાં ભેદ ભરેલાં વચનો સાંભળી કાળસિંહ માનસિંહ તથા શિવગર મહારાજ ત્યાંથી રવાના થયા ને તાબડ-તોબ બનતી ત્વરાએ પોતાના મકાન તરફ રવાના થયા."

હવે માતાજીએ રમણીકને કહ્યું–"અલ્યા બલીદાન આમ આવ." આ સાંભળી રમણીક થરથર ધ્રુજવા લાગ્યો ને નક્કી હવે પોતાનું આવીજ બન્યું જાણી પોક મૂકી રડવા લાગ્યો.

માતાજી:–બચ્ચા તું રડીશ નહિ, બોલ તું કોણ જ્ઞાતે છે?

રમણીક:–માતાજી હું બ્રાહ્મણ છું, હું ગરિબ છું મારૂં નામ રમણીક છે.

માતાજીઃ-શું તું બ્રાહ્મણ છે? બચ્ચા તું હવે ડરીશ નહિ શું આ દુષ્ટોએ મને બ્રાહ્મણનું બલીદાન આપવાનું ધાર્યું હતું? ઠીક છે બચ્ચા ગભરાઇશ નહિ આમ આવ મારી પાસે

રમણીક બ્હીકથી ધ્રુજતો ધ્રુજતો માતાજી પાસે જવા લાગ્યો, તેણે નક્કીજ જાણ્યું કે હવે મારૂં આવી બન્યું. પણ હવે શો ઉપાય. રમણીકની આંખમાંથી આંસુની ધાર ચાલવા લાગી. માતાજીએ રમણીકને લાંબો હાથ કરી ઝાલ્યો. પોતાની સાથેના લટકતા દોરડાથી તેને કેડમાંથી બાંધ્યો ને દોરડું હલાવ્યું કે ચૈતનદાસજીએ તેને ઉપર ખેંચી લીધો. હવે રમણીક શિખર ઉપર આવી ગયો. ફરીથી દોરડું નીચે દેવળમાં મુકયું તેના આધારે મહાત્મા હરિદાસજી પણ ઉપર આવી પહોંચ્યા. આ અચાનક બનાવથી તથા આ બીજા બે સાધુઓ વળી કોણ હશે તેવા વિચારમાં રમણીક ગરકાવ થઈ ગયો ને શુંઢમુઢ બની હવે શું બને છે તે જોવાને તૈયાર થઇ જમીન ઉપર બેસી ગયો.

હરિદાસજીઃ-બેટા રમણીક! તું ગભરાઈશ નહિ, તારૂં બલીદાન હવે કાળકાં માતા લેવાની નથી. તું બચી ગયો છે. હવે કાંઇ પણ શોરબકોર કર્યા સિવાય તું અમારી પાછળ પાછળ ચાલ્યો આવ.

વાંચક! રમણીકને આથી ધીરજ આવી ને હવે તેને સમજાયું કે આ તો કોઇ મને બચાવનાર છે. એક પછી એક એમ ચારે જણા શિખર ઉપરથી નીચે ઉતરી દેવળની બહાર આવ્યા. આ વખતે પ્રભાતજયોતિ તથા ભગવતિ અવનવા વિચારોમાં ગુંથાઈ હતી. ગુરૂમહારાજ શું કરશે? રખે તે ફસાઈ જાય એવો!

વિચાર કરે છે તેટલામાં તો મહારાજને સામેથી આવતા જોયા ને સાથે નવો માણુસ પણ દીઠો. તમામ મંડળ ઉભું થઈ ગયું ને મહારાજને પ્રણામ કરવા લાગ્યું. મહારાજે તમામને હવે પોતાના મઠ તરફ ચાલવાને સુચવ્યું. મહારાજ પોતે રમણીકનો હાથ ઝાલીને ચાલતા હતા. ચાલતાં ચાલતાં તેઓ પોતાના મઠ વિષે આવી પહોંચ્યા ને રાત્રિ ઘણી જવાથી સૌ શાન્તિમાં પડયાં.

ભગવતિ દેવીએ રમણીકને ઓળખ્યો. તેના મનમાં પોતાનો સ્વામી બચી જવાથી શાન્તિ થઇ. તેના કપાળ ઉપર મોતીઓ વળ્યા ને ઉંડા હૃદયથી પરિબ્રહ્મ પરમાત્માનો તે ઉપકાર માનવા લાગી.

અહા! પ્રભુ તારી ગતિ ગહન છે. ઓ દયાળુ દેવ! આમ અચાનક તેં અમારો મેળાપ કરાવ્યો. પ્રભુ તને મારા સહસ્ત્રવાર પ્રણામ છે. ઓ દીનબંધુ ભગવાન! તું સત્યને તારે છે ને અસત્યને ડુબાડે છે. મારા નાથ, નોધારાના આધાર, ગરીબના બેલી તેથીજ તને લોકો સત્યનારાયણ કહે છે.

આમ વિચાર કરી મનમાં ઘડભાંગ કરે છે કે હું તેમને છતી થાઉં કે નહિ? ગુરૂમહારાજને આ વાર્તા જણાવું કે નહિ? વળી વિચાર પલટાયો. અરે! હજુ તો મારે મારા ધર્મના ભાઇ પ્રતાપસિંહને છોડાવવો છે. તે દુઃખી રહે ને હું સુખી થાઉં તે ઠીક નહિ. વળી તે ભાઇનું પણ આ મારા સ્વામીનું બલીદાન આપનાર દુષ્ટોએજ હરણ કર્યું છે. તે વાત મેં તે દુષ્ટોને મોઢેથીજ વડ ઉપર રહીને સાંભળી છે ને વધારામાં મારા સ્વામી પાસેથી કાંઇક હકીકત મળશે. ગુરૂમહારાજ આ કામમાં

પુર્ણ મદદ કરશેજ એવી મને આશા છે, માટે મારે હમણાં તો આ ભગવી કફનીજ રાખવી વધારે જરૂરની છે. હું હાલ તો તેમને વેગળેથી જોઇનેજ શાન્તિ પામીશ; કારણ કે થોડા વખત તેમનાથી છુપું રહેવામાંજ ફાયદો છે, એમ વિચાર કરતી કરતી અંતે શાન્તિમાં પડી ને ઉંઘી ગઇ.

# પ્રકરણ ૧૭ મું.

## કાળસિંહનું કેદખાનું.

સેવા મળે જો સ્નેહની તો દેવની પરવા નથી;
છે દેવનો પણ દેવ એ મુજ સ્નેહ શી પરવા પછી.
છે ધર્મનો પણ ધર્મ સ્હેજે 'મર્મ પણ મળતો નથી;
અંતઃ સ્થિતિ આલેખું શું રે હર્ફ પણ પડતો નથી.

*　*　*　*

ચ્હાવું ને સ્હેવું મહા એ મંત્ર પણ સહેલું નથી;
એ એ બને તો તો પછી કૈ અન્ય તપ તપવું નથી.
દે સ્વર્ગનું પણ સ્વર્ગ એ મુજ ધર્મ વિસરતો નથી;
અતઃ સ્થિતિ આલેખું શું ? રે હર્ફ પણ પડતો નથી.

મસ્તાન.

આ કેદખાનું ભયંકર ને ગુપ્ત અવાસ જેવું હતું તે વાત આગળ આવી ગઇ છે. શુરા પ્રતાપસિંહને એક ઓરડીમાં પુરવામાં આવેલો હતો. તે આ વખતે બંદીવાન થવાથી લાચાર જેવો થઇ ગયો હતો; પણ વારેઘડીએ જુસ્સામાં આવી જઇ બોલી ઉઠતો કે ઓ દુષ્ટ કાળસિંહ ! તું નિઃશસ્ત્ર થએલાને કબજે કરીને તારા મનમાં શું કુલાય છે ! ઓ નાદાન, મને છુટો કર ને કાંઇક હથીઆર આપ તો પછી તુને આ પ્રતાપસિંહ પોતાનો પ્રતાપ બતાવી દે. ઓ કુલાંગાર કુતરા સામી છાતીએ લડવું તે ક્ષત્રીઓનો ધર્મછે, પણ નિઃશસ્ત્ર થએલાને કબજે કરી બહાદુરી બતાવવી તે

તો તારા જેવા નીચનોજ ધર્મ છે. ઓ નરાધમ! જો જો આ મારા બાહુ તારૂં ખુન રેડવાને કેવા તલપી રહ્યા છે? ઓ વ્યભિચારી ગદ્ધા તેં મારી મનહરણી કમળાગૌરીને ઘણુંજ દુઃખ દીધું છે તેનું વેર લેવા હું એકે પગે તૈયાર છું; માટે ઓ દુષ્ટ આવ આવ! ને મારી સાથે દ્વંદ્વ યુદ્ધ કર. પ્રભુ આવા નરાધમ ને પાપીઓને ઠાર કરવાને તારી તલવાર ક્યાં સંતાઇ પેઠી છે? પ્રભુ અમને સ્હાય કરી સત્યનો જય કર. આવા વિચારોથી પ્રતાપનું મન ઉશ્કેરાઇ ગયું હતું તેવામાં બહારથી કોઈ આવતું જણાયું. ઓરડીનું બારણું ઉઘડયું ને માનસિંહ તથા કાળસિંહ અંદર દાખલ થયા.

કાળસિંહઃ—કેમ પ્રતાપ, તારો પ્રતાપ તો આ કેદખાના-માંજ સમાઈ ગયોને?

પ્રતાપસિંહઃ—ઓ કમનસિબ કુતરા તું શું બોલે છે? એકવાર મને છુટો કર પછી તને બતાવું કે આ શરિરમાં તારૂં ખુન કરવાને કેટલા પરમાણુંઓ તપી રહ્યા છે.

કાળસિંહઃ—પ્રતાપ હવે તારૂં આવી બન્યુંજ છે; આજે અમો તારૂં માથું તારા ધડથી જુદું કરવાને માટેજ આવ્યા છીએ. ચાલ તૈયાર થા, તારી કમળાગૌરી પાસેજ તારે છેલ્લો શ્વાસ લેવાનો છે.

પ્રતાપસિંહઃ—અરે બાયલા! આ તારાં કૃત્યો દાનવને પણ શોભે તેવાં નથી. ઓ ક્ષત્રી કુલાંગાર! સતિ બાળાને દુઃખી કરવાથી તારો કાંઇ પણ સ્વાર્થ સધાવાનો નથી. ઓ કામી કુતરા! જો તું મ્હારૂં ખુન કરવા માગતો હોય તો અત્યારેજ કરી લે;

પણ તું યાદ રાખજે કે સતિને દુ:ખી કરવામાં તારૂં સત્યાનાશ નીકળી જશે.

કાળસિંહ:—ચાલ ચાલ હવે સત્યાનાશ વાળા તારા જેવા ધર્માત્માની પુંછડીઓનું કેવું સત્યાનાશ નથી જતું તે હું હમણાંજ તને બતાવું છું. માનસિંહ, આને તેની મનમોહીની પાસે લેઈ લ્યો, ચાલો ત્યાંજ તેનું કાટલું કરીએ.

વાંચક! પગમાં બેડી નાખેલા પ્રતાપને લોઢાની સાંકળોએ બાંધીને સાત માણસોએ પકડી બહાર કાઢયો. તમામ સરઘસ કમળાગૌરીની ઓરડી તરફ ચાલવા લાગ્યું.

આ વખતે કમળાગૌરી એક ચિત્તે પ્રભુનું નીચે પ્રમાણે સ્મરણ કરતી હતી. "ઓ દયાળુ પ્રભુ આપ સર્વજ્ઞ છો, સચરાચર છો. આપ માણસના મનની તમામ વાત જાણી શકો છો. દેવા તમને નમસ્કાર હો! હે ઇશ્વરા! આ દુષ્ટ મને દુ:ખ દેવામાં કાંઇ બાકી રાખતો નથી. તે વારે ઘડીએ આવીને મને સતાવે છે અને તેની ઝેરી ઝબાંથી મને ન સંભળાય તેવી વાણી સંભળાવી મારૂં અપમાન કરે છે." ઓ પ્રભુ મેં સાંભળ્યું છે કે:—

અસુર ને સુરના યુધ્ધે સદાએ સુર સહેતાતા,<br>અને છેવટ આખર તો અસુર હારી રહેતાતા.

સાગર.

ઓ દેવ! મારા શિયળનું રક્ષણ કરવું તે તારા હાથમાં છે. ઓ પરિબ્રહ્મ નારાયણ! મને એક તારો આધાર છે ને તારામાં મારી દ્રઢ શ્રદ્ધા છે. જેમ તેં પંચાળીનાં ચીર પુર્યાં, રાવણ જેવા રાક્ષસને સંહારી સિતાજીને દુ:ખમાંથી બચાવ્યાં તેમ તું મને

પણ સહાય કરશેજ. પ્રભુ! મારા નાથ! મારા હૃદયના રમણ ને હૈયાના હાર મારા પ્રતાપની શું સ્થિતિ હશે. અહા! તે પ્રેમી હૃદય મારા મરણની વાત જાણીને કેવું દુઃખી થતું હશે? અહા તે દિવસનો કેવો આનંદ! કેવું મનોહર મુખ! શું તે ભુલી ગયા હશે? ના ના તેમ તો બનેજ નહિ. શું તેમનો મારા પ્રત્યે પ્રેમ ઓછો હતો? નહિ. તે કહેતા હતા કે હવે તારા વિયોગમાં મારાથી રહી શકાશે નહિ તો શું તે ખોટું બોલે. પણ પ્રભુ! મારી તો આ દશા થઈ છે હવે હું તેમને કેવી રીતે મળી શકું? હાય, આ મારા હૃદયના રમણ પ્રતાપસિંહ તમે શું હવે મારા સ્નેહને વળગી રહી સદા દુઃખીજ થશો? ના ના પ્રભુ તેમને તું તેમ દુઃખી થવા દેઈશ નહિ, ને મારી આટલી અરજ સ્વીકારજે. તેમને મારો સ્નેહ વીસરાવીને અન્ય કોઈ યોગ્ય સુંદરી સાથે જોડજે. મારૂં તો હવે અહીં શું થશે તે કોઈ કહી શકે તેમ નથી; પણ એટલું તો નક્કીજ છે કે ભલે આ જીવ જાય, રૂંવે રૂંવે સોયા ભોંકાય, તીરમગાજીથી આ શરિર વિંધાય, અગર રીબાઇ રીબાઇ મરવું પડે પણ મારૂં શિયળ મારૂં પતિવૃત કદી હું ચુકનાર નથી. અહા! જે હૃદય એક વખતે એકને અપાઇ ચુક્યું તે બીજાને કદી અપાશેજ નહિ. ઓ પાપી કાળસિંહ! તું શું કરી શકવાનો છે? મૂર્ખ તું સમજતો નથી કે સતિ સ્ત્રીઓ પોતાના શિયળની ખાતર પ્રાણની પણ દરકાર કરતી નથી. તું ચ્હાય તેમ કરીશ તો પણ તું મ્હારા શિયળને કલંક લગાડવાને શક્તિમાન થવાનો નથી. ઓ પાપી પિશાચ! સતિ સ્ત્રીની આગળ તારૂં કાંઈ પણ ચાલી શકવાનું નથી. અહા! તું શું વધારે કરી શકીશ. કદાચ

આ શરિર તારા કબજામાં છે, તો તું તેનો નાશ કરીશ; પણ મારા આત્માનો તો તારાથી નાશ થઇ શકવાનો નથીજ. આત્મા તો અમર છે. શરિરની હયાતિના મોહને લીધે પાપીના હાથમાં ફસાઇને પાપ કર્મ કરનાર સ્ત્રીઓને હજારો વાર ધિક્કાર છે. તું નક્કી સમજજે કે અંતે તું તારી ધારણામાં પસ્તાઇ હાથ ઘસવાનો છે. ઓ પ્રભુ મને વારે ઘડીએ મારો પ્રતાપ બહુજ યાદ આવે છે. કદાચ તે મને ભુલી જઇ બીજી સ્ત્રીથી જોડાયા તો નહિ હોય. પ્રભુ પ્રભુ મને માફ કર. મને આના ખોટા વિચારો કરવા ઘટતા નથી.

નક્કીજ બનુ પાપી આ વિચારથી,
ન રામ મારો કદી હોય અન્યનો;
અરે ક્ષમા તું કરજે મને પિયુ,
ન સ્વપ્નમાં તે કદી હોય તું પ્રભુ.

કલાપી.

ઓ પ્રભુ ! ઓ મારા પતિ ! પ્રભુ હું પાપી છું. તમે મને ક્ષમા કરજો. ઓ સ્વામિન્ તમે તો મારી પેઠે આમને આમ મારી શોધમાં જ્યાંને ત્યાં ઝુરતાજ હશો. મને તમારો પૂર્ણ વિશ્વાસ છે. અહા ! મહાત્મા કલાપી કહે છે તે ખરેખર સાચુંજ છે.

અહો વિયોગ દિલને કરી ના શકે શું
પંજા મહીં વિરહના પડતું નહિ શું;
તેનાં બિમાર રડતાં જગમાં દિલો કૈં,
તેનાં બિમાર જગમાં મરતાં દિલો કૈં.

કલાપી.

અહા! શું ત્યારે તે પણ મારી પેઠે દુઃખીજ હશે. ઓ પ્રભુ તું તેમને શાન્તિ આપજે. આમ કમળાગૌરી પોતાની ઓરડીમાં વિચાર કરે છે તેટલામાં એકાએક બહારથી ઓરડીનાં કમાડ ઉઘડયાં ને અંદર કોઇ બંદીવાનને લોઢાની સાંકળમાં નોંધેલો ને છ સાત માણસોએ પકડી રાખેલો દાખલ કરવામાં આવ્યો. તેની પાછળ કાળસિંહ તથા માનસિંહ પણ દાખલ થયા.

કમળાગૌરી કાળસિંહને આવેલો જોઈ, ઓ પ્રભુ! તે દુષ્ટ પાછો આવ્યો. હે નાથ! તું મારો બેલી છે. એમ બોલી આવનાર માણસોની સામે કોટડીની ભીંતે અઢેલીને ઉભી રહી ને દુષ્ટ હવે શું કરે છે તે થરથરતે પગે જોવા લાગી.

કાળસિંહ:–ઓ હઠીલી અબળા તું હવે શું કરવાને માગે છે? જો આ બંદીવાન માણસને તું ઓળખે છે?

કમળાગૌરી આ શબ્દ સાંભળતાંજ બંદીવાન માણસને ધારી ધારીને જોવા લાગી. આખરે બંદીવાનને તેણે ઓળખ્યો ને એક કારમી ચીસ પાડી બોલી ઉઠી:–"ઓ દુષ્ટ! આ તો મારા હૃદયનો હીરો પ્રતાપસિંહ!" એટલું બોલતાંજ તે જમીન ઉપર ચતિપાટ પડી ગઇ ને પોતાના પતિને બંદીવાન જોઈ હૃદય ઉપર બોજો પડવાથી બેભાન થઇ ગઇ.

આ બનાવ પ્રતાપસિંહનાથી જોઈ શકાયો નહિ. તે જેમ સિંહ શિયાળવા ઉપર છલંગ મારે તેમ એકદમ છલંગ મારી બોલી ઉઠયો:–"ઓ નરાધમ પાપી આ સતિને દુઃખ દેવામાં શું તું મોટાઇ માને છે? તું મને છુટો કરે તો હું તને મારા હાથ બતાવું." આટલું બોલતાંની સાથેજ પ્રતાપે છલંગ મારી એટલે

તેને ઝાલી રાખનાર તમામ માણુસો ચત્તાપાટ પડી ગયા. પ્રતાપ એકદમ કાળસિંહની લગોલગ જઇ પહોંચ્યો પણ પાછળથી માનસિંહ તથા બીજાં માણુસોએ આવી તેને પકડી લીધો. થોડી વાર થઇ ત્યારે કમળાગૌરી શુદ્ધિમાં આવીને એકદમ બેઠી થઇ ને પ્રતાપના સામે ઘુટણીએ પડી પગે લાગતાં બોલી:–"ઓ મારા નાથ તમારી આ દશા!" દુષ્ટ કાળસિંહ તું અમો દંપતિને આમ દુખી કરી શું કરવા માગે છે?

કાળસિંહ:–ઓ નાદાન અબળા હું તને કહું છું તેનું બરાબર ધ્યાન રાખ. જો આ તારો પ્રતાપ અત્યારે મારે કબજે પડેલો છે, તેને જીવાડવો કે મરણને શરણ પહોંચાડવો તે તારા હાથમાંજ છે. જો તું મારો પ્રેમ સ્વીકારશે તો આ પ્રતાપને છુટો કરવામાં આવશે; નહિતર તેનું તારી રૂબરૂજ ખુન કરી તેના લોહીથી તને રંગવામાં આવશે સમજી? બોલ હવે તારો શું વિચાર છે?

કમળાગૌરી:–ઓ નીચ ચંડાળ આવું બોલતાં તારી જીભ કેમ કપાઇ જતી નથી? તારા ઉપર પ્રભુ કેમ કોપતો નથી? તું આ શું બોલે છે, શું મારા પ્રતાપનું ખુન! ને વળી તે મારા દેખતાંજ. ઓ દુષ્ટ વ્યભિચારી, ઓ કાળા નાગ, તારૂં સત્યાનાશ જશે. આટલુ બોલતાંજ ચોધાર આંસુએ પોક મુકી તે રડવા લાગી.

આ બનાવથી પ્રતાપનું જીગર ચુરેચુરા થઈ ગયું ને તે પણ ગળગળો થઇ ગયો. આખરે ઘણીજ ધીરજ રાખીને તે બોલ્યો.

એ સતિ સુંદરી તું આમ રૂદન કરીશ નહિ, તારૂં રૂદન મારાથી જોઈ શકાતું નથી. આ દુષ્ટ પાપીએ મને છેતરીને પકડયો છે. હું તેની લોઢાની સાંકળમાં જકડાએલો છું તેથી તમારૂં રક્ષણુ કરવાને અસમર્થ છું. જો આ વખતે મારા હાથમાં એક સમશેરજ હોત તો આ દુષ્ટને હું બતાવી આપત કે સતિને દુઃખી જોતાં પ્રતાપસિંહના હાથ કેવું કામ કરે છે.

એ નર્કના કીડા તું મને છુટો કર, તારા મસ્તકની માળા ને તારા આળા ચામડાની ચોળી મારી કમળાગૌરીને પહેરાવવાને માટે મારૂં હૃદય ઊછાળા મારી રહ્યું છે. દેવી! તું કાયર થઇશ નહિ, તારી લાજ સચરાચર વિભુ જરૂર રાખશે. પ્રિયે તેં ઘણુંજ દુઃખ વેઠયું છે તેથી તું તે પ્રભુની કસોટીમાં પાસ થઇ છે. ભકતને તારનાર ને દુષ્ટોને મારનાર પરિબ્રહ્મ નારાયણુ આ બનાવ સાંખી નહિજ શકે. સતિ તું તેના પર વિશ્વાસ રાખ ને જે થાય તે જોયા કર. મારૂં તો જે થનારૂં હોય તે ભલે થાય તેની મને બીલકુલ પરવા નથી. પણ:-

કાર્ય તેં પ્રેમનું કીધું પ્રેમ સાચવી રાખજે;
ઔદાર્ય માર્ગ લીધો તેં એ ઔદાર્ય ન ત્યાગજે;

કલાપી.

પ્રિયે! પ્રભુ ઇચ્છા પ્રમાણે સર્વ બને જાય છે. તું તારા ધર્મથી ડગીશ નહિ ને મારા મૃત્યુથી ત્રાસ પણ પામીશ નહિ. તું સમજે છે કે ક્ષત્રી પુરૂષોને ગૌબ્રાહ્મણુ ને સતિ સ્ત્રીના અર્થે મરવાનું ઘણુંજ વ્હાલું લાગે છે. તને સચરાચર વિભુ જરૂર સહાય કરશે ને આ પાપીઓનો જરૂર અંતે નાશ કરશે.

પ્યારી પ્યારી મમ મરણથી દુઃખી દિલે ન થાજે
તારા પ્યારા પતિવ્રત ધર્મે ચાલી ચાલીજ જાજે;
હું ત્યાં જઇને જરૂર ત્હારી વાટ જોતો ઉભો છું,
નક્કી મારા મરણ પછીથી આવજે દોડતી તું.
વ્હાલી પ્યારી જરૂર મળશું આપણે સ્વર્ગ માંહી,
તારી મારી અવિચળ કીર્તિ રહી જશે જગત માંહી;
શાને આવાં રૂદન કરીને દુષ્ટ લોકો હસાવે,
પાપી કેરા હૃદય પત્થરા એમ ના પીગળાએ.

કાસાર.

પ્રિયે કહે કે:—"હું તમારી પાછળ જરૂર આવીશ."

કમળાગૌરી:—વ્હાલા નાથ, આ પ્રાણ તમારાથી હવે જુદો પડવા માગતો નથીજ. તે તમારી પાછળ ગમે ત્યાં હવે આવવા તૈયારજ છે. સ્વામીન્! તમારાં આ વચનોથી મને હીંમત આવી છે ને હવે હું રૂદન કરવાની નથી. મારા બાહુઓમાં પણ ક્ષત્રાણીનું લોહી હવે ઉકળી રહ્યું છે. દુષ્ટ કાળસિંહ! આ ક્ષત્રિ બાળાનું પરાક્રમ તું જો. એમ બોલતાંની સાથેજ કમળાગૌરીએ બે હાથ ઉંચા કરી મુઠીઓ વાળી કાળસિંહના માથામાં એકદમ પ્રહાર કર્યો.

કાળસિંહના માથામાંથી લોહીની ધારા વહેવા લાગી. આવો આવો પોકારતો કાળસિંહ નીચે પડયો. તરતજ માનસિંહ એકદમ ત્યાં આવી પહોંચ્યો. તેણે તેને બેઠો કર્યો ને પોતાના ફેંટામાંથી એક પાટો કાઢી કાળસિંહના માથે બાંધ્યો; આ બનાવ જોઇ પ્રતાપસિંહ બોલી ઉઠયો. શાબાશ શાબાશ! મારી વીર રમણી તને શાબાશ છે.

વાંચક ! કમળાગોરીને બે માણુસોએ પકડી લીધી; નહિ-તર કાળસિંહ હતો ન હતો થઇ જાત. કાળસિંહને ઘા સખત વાગેલો હોવાથી ને દર્દ વધારે થતું હોવાથી તેને તેના બંગલામાં ઉપાડી જવામાં આવ્યો. પ્રતાપને તથા કમળાગોરીને સામસામેની ઓરડીમાં એક બીજાને દેખી શકે તેવી રીતે સખત પેરામાં જુદાં જુદાં પુરવામાં આવ્યાં. આમ કરવાનો કાળસિંહનો ઉદ્દેશ એ હતો કે અરસપરસ કેદખાનાનું દુઃખ તેઓ જુવે ને આખરે ત્રાસ પામી કમળાગોરી શરણે થાય.

બહાર સિપાઇઓ ઉઘાડી તલવારે પેરો ભરતા હતા, દુઃખ વધવાને બદલે આથી કેદીઓના દુઃખનો અડધો અડધ ભાગ દુર થયો હતો. કારણ કે બન્ને એક બીજાનું મુખ જોઇ એક બીજાને પોતાના હૃદયનો ઉભરો બતાવી શકતાં હતાં.

# પ્રકરણ ૧૮ મું.

## ગેબી મદદ.

ઉંચો છે રવિ મધ્યમાં નભ પરે છે ચુપ સંસાર સહુ;
ધીકેલી ધરણી દિસે તરૂ મહીં પક્ષી લપાયાં સહુ.

કલાપી.

સૂર્ય ભગવાન બરાબર સોળે કળાથી તપી રહ્યા છે. બરાબર બારનો સુમાર થયો છે. ગરમી વિશેષ લાગવાથી કાળસિંહ પોતાના બંગલાની બારીના ઝરૂખે એક આરામચેરમાં પડયો છે. તેની સામે માનસીંહ પણ એક ખુરશીમાં બેઠો છે. બન્ને જણા કમળાગૌરીને કેવી રીતે કબજે કરવી તે વિષે વાતો ચલાવી રહ્યા છે તેવામાં એક નોકરે આવી ખબર કહી કેઃ—

"નામદાર! બહાર એક સુંદર ગાનારી આવી છે. શું તેનું ગાયન ને શો તેનો અવાજ છે! તેમજ તેની નાચ કરવાની ખુબી તો ઓરજ છે. ઘુઘરીના રણકારની સાથે શરિરના હાવભાવ ઘણાજ કરે છે."

કાળસિંહઃ—માનસિંહ એવી ગાનારી કોણ છે તેની તમે જાતે જઇ તપાસ કરી લાવો ને જો બને તો આપણા બંગલામાં તેને તેડી લાવો.

જી મહારાજ! કહી માનસિંહ ઉભો થયો ને બહાર આવવાને તૈયાર થયો.

બહાર શિવગર મહારાજની ઓરડી આગળ જ્યાં જલસો જામી રહ્યો હતો ત્યાં માનસિંહ આવી પહોંચ્યો. ગાનારીના સુંદર કોમળ સુરથી ગાયન ને નાચવાની ઠમક ને તાલની ધમક જોઇ તે તો ફીદા ફીદા થઇ ગયો. થોડી વાર સુધી માનસિંહ શિવગર મહારાજ પાસે બેઠો. ગાયન પુરૂં થયું એટલે માનસિંહે શિવગર મહારાજને પુછયું. "ગુરૂજી આ ગાનારી કોણ છે ને કયાંથી આવેલ છે?"

શિવગર:–માનસિંહજી! કોઈ વટેમાર્ગુ છે. આ ગાનારી દિલ્હીના બાદશાહની તહેનાતમાં રહેનારી છે એવું તેના કહેવા ઉપરથી જણાય છે. તે દક્ષિણમાં હૈદ્રાબાદના નવાબ સાહેબને ત્યાં મજરો કરવાને જાય છે. રસ્તામાં અત્રે તેણે મુકામ કર્યો છે. તે આજનો દિવસ અત્રે રોકાવા ધારે છે. ભલા આપણને પણ "મફ્તકી મુલીઆં શક્કરસે મીઠીઆં" કયાં પૈસો આપવો લેવો છે. ઘડીક ગમ્મત. આજનો દિવસ આપણો પણ આનંદમાં જશે ને મોટા રાજા રજવાડામાં ગવાતી ચીજો સાંભળવા પણ મળશે.

માનસિંહ:–ઘણીજ આનંદની વાત. ગુરૂ મહારાજ! ત્યારે તો અમોને પણ આનંદ થશે; પણ તે સરદાર સાહેબને ત્યાં ગાવાને માટે આવશે કે નહિ?

શિવગર:–ભાઇ મારાથી તે કહી શકાય નહિ તે મોટા રાજાની માનીતિ છે તેનો મિજાજ કેવો છે કે કેવો નહિ તો પણ ચાલો આપણે તેને પુછી જોઇએ.

"અરે ઉસ્તાદજી આપને હમારા સરદાર સાહેબ મજરો કરવાને માટે પોતાના મુકામે આમંત્રણ કરે છે. આપ ત્યાં

પધારશો ?" માનસિંહે ગાનારી તરફ દ્રષ્ટિ કરી કહ્યું.

ભલા તમારા સરદાર સાહેબ ક્યાં છે ને કેવા છે ? તે તો અમને પહેલાં બતાવો. અમારી ઉસ્તાદી ચીજોની તેમને કદર પડે તેમ છે કે નહિ ? અમારી ઉસ્તાદી ચીજો તો નામદાર શહેનશાહ કે શાહ, દિલ્હી તખ્તાધિપતિને રીઝવવાને માટેજ છે કે જેના લુણથી આ શરિર બંધાયું છે આ શરિર કદર વિનાના અજ્ઞાનીની સાથે મજરો કરી પોતાની ઉસ્તાદી પત્થર સાથે પટકાવવાને માગતું નથી સમજ્યા ? છતાં જો તમારા સરદાર અમોને કાંઇ અમુક ભેટ આપવાને માગતા હોય તો તો વળી ઠીક છે. ભાઇ જલસા ને ગાન તાન કાંઇ પૈસા વગર થાય છે ? બાકી અહીં તો અમોએ મુકામ કર્યો છે. આ મહારાજ ઘણાજ સારા છે ને તેમણે અમોને ઉતરવાનો આશ્રય આપ્યો છે, તેથી અમારા મનમાં આવ્યું કે ભલા ઠીક છે એકાદ બે ઉસ્તાદી ચીજો ચલાવીએ કે જેથી મહારાજના ઉપકારનો બદલો વળે એમ ધારી અત્રે જલસો જમાવ્યો છે. તમારા સરદારને જો સાંભળવાની ને જલસાની ખુબી જોવાની મરજી–ગરજ હોય તો અમોને કાંઇ આગળથી મોટી ભેટ આપી આમંત્રણ કરવું જોઇએ. હું કાંઇ જેવી તેવી ગાનારી નથી. છત્રપતિ દિલ્હી તખ્તાધિ નરેશ શહેનશાહની હું પરી છું. મારૂં નામ દિલખુશ છે. સમજ્યા ? જાઓ તમારા સરદારને પુછી આવો. ( ગાનારીએ જણાવ્યું. )

આ સાંભળી માનસિંહ ઉતાવળો ઉતાવળો કાળસિંહ પાસે આવ્યો ને કહેવા લાગ્યોઃ–

" સરદાર સાહેબ ! શું તે નાઝનીનું નુર છે ! જાણે એક

સુંદર પરિ, તેનું સ્વરૂપ જાણે ઇંદ્રની અપ્સરા! તેની કાન્તિ તો જાણે સાક્ષાત સુર્યદેવ! ભલી ભલી અપ્સરાઓ જોઈ પણ આના તોલે તો કોઇ ન આવે; શું તેનો મોહક સુર! બસ પોબાર. જાણે કોયલજ ટહુકી. તેનો નાચ પણ તેવોજ છે. જાણે બીજી ઉર્વશી. ”

કાળસિંહ:—તે અહીં કયાંથી આવી ચઢયાં? કોઇ લુચ્ચાંઓ તો નથીને! વખત પર દગાબાજી કરવા આવ્યાં ન હોય?

માનસિંહ:—અરે નારેજી! તેમની મેં તમામ હકીકત પુછી લીધી છે. તે તો દિલ્હીના મહાન બાદશાહની પરી છે. તે દક્ષિણમાં હૈદ્રાબાદના નવાબ સાહેબને ત્યાં મજરો કરવા જાય છે. રસ્તામાં વિશ્રાંતી લેવાને માટેજ તેઓ અત્રે રોકાયાં છે. તેઓ ફક્ત આજનો દિવસજ અત્રે રહેવાનાં છે. કાલે સવારે તો તેઓ તેમના રસ્તે ચાલ્યાં જશે.

કાળસિંહ:—શું દિલ્હીના બાદશાહની પરી છે? આવો વખત ફરીથી મળવો નથી માટે તમે તેને અહીં એકદમ બોલાવી લાવો.

માનસિંહ:—સરદાર સાહેબ! તે અત્રે આવવાને માટે ના પાડે છે. તે જણાવે છે કે જો તારા સરદાર અમને કાંઈ અમુલ્ય ભેટ આપે તોજ અમો તારા સરદાર આગળ મજરો કરીએ.

કાળસિંહ:—અરે તેમાં શું મોટી વાત છે, લે આ મારો હીરાનો હાર. તે તેમને જઇને આપ ને કહે કે અમારા સરદાર જો તમારા મજરાથી ખુશ થશે તો તમોને બીજો પણ અમુલ્ય શિરપાવ આપશે.

હીરાનો હાર લેઈ માનસિંહ દિલખુશ પાસે આવ્યો ને કહેવા લાગ્યો:-

"અરે ઉસ્તાદજી અમારા સરદારે આપને આમંત્રણ કરવાને માટે આ સોનાની સાંકળી ભેટમાં મોકલી છે તે આપ સ્વીકારીને અમારા સરદાર સાહેબ પાસે મજરો કરવાને પધારશો. વળી આપના મજરાથી તેઓ સાહેબ જો ખુશી થશે તો બીજી અમુલ્ય ભેટો પણ આપને આપશે."

દિલખુશ:-બહુ સારૂં ચાલો તમારા સરદાર ક્યાં છે? એમ બોલી દિલખુશ પરી ઉભી થઇ. તેની જોડે તબલચીનું કામ કરવાને માટે ચાલાકી ધરાવનાર એક ભૈયો તથા બે સારંગી વાળાઓ પણ તૈયાર થયા. સૌ મંડળ કાળસિંહના બંગલાના ચોકમાં આવ્યું.

આ ચોકમાં કાળસિંહે એક મોટી જાજમ પાથરી દીધી હતી. સામે એક મોટો ગાદી તકીઓ બીછાવ્યો હતો તથા તેની જોડે એક ખુરસી પડી હતી ને તેની જોડે એક પાટલા ઉપર મૃગચર્મ પાથરી મુકવામાં આવ્યું હતું. આ ગાનારીનું મંડળ ચોકમાં દાખલ થયું કે કાળસિંહ આવીને ગાદી તકીએ બીરાજમાન થયો. માનસિંહજીએ ખુરશી ઉપર બેઠક લીધી. શિવગર મહારાજે મૃગચર્મવાળો પાટલો પસંદ કર્યો ને પદ્માસન વાળીને દિલખુશ નાજનીનું ધ્યાન ધરવાને બેઠા. તમામ સેવક વર્ગ એક પછી એક હારબંધ ગોઠવાઇ ગયો ને તમામ પહેરેગીર સીપાઇઓ પણ પહેરો પડતો મુકી આ જલસો જોવા હાજર થયા. કામાન્ધ કાળસિંહ તો દિલખુશને જોઇનેજ અચાનક જાણે

વીજળી પડી ન હોય તેમ આભો બની ગયો હતો. દિલખુશનું બદન અત્યારે પુર્ણ તેજમાં પ્રદિપ્ત જણાતું હતું. તેણે સુંદર ઝીકની લટરો વાળું ને સુવર્ણના બુટ્ટા વાળું ફેશનેબલ ફરાક પહેર્યું હતું. તેનું પોત કાળા મખમલનું હતું. દિલખુશ જાતે ગૌર વર્ણની હતી તેથી આ રંગની અંદર તે અજાયબ શોભતી હતી. વળી પગની મોજડીઓ, મોજા, ઝાલર, માથાની કલગી, બાલની છટા વગેરે એવું તો મોહક લાગતું હતું કે ભલભલા શંકર સરખા પણ તેની આગળ માન મુકી દે, તો બિચારા કાળસિંહ જેવાની તો વાતજ શી. વખત થવાથી મૃદંગનો અવાજ શરૂ કર્યો ને સારંગી પણ કુંણુ કુંણુ થવા લાગી. મૃદંગ ને સારંગીનો સુર મળ્યો કે સારીગમ શરૂ થઈ. પગના ઘુઘરાનો ધમકારો પણ શરૂ થયો અને અંતે ગાયન સાથે તાલ નાચ ચાલવા લાગ્યાં. આ વખતે દિલખુશ જે કવાલી ગાતી હતી તેનો સુર ગગનને ભેદવા લાગ્યો.

ભલા બક્ષિસ પ્રિતોંકી, દિલાદે યાદ રખ્ખુંગી,
તીજે ઉપકાર માનુંગી, પુકારી સાદ સુણાવુંગી.
સુણાવો સ્નેહ સુર બાજા, ઉઘાડો પ્રેમ દરવાજા;
ભલા પ્રિતો જણાવોગી, દિલાદે યાદ રખ્ખુંગી.
તુજેકી પ્રીતકી ગોટી, હમારા પ્રાણ રખ્ખેગી;
દુવા લેકર દુવા દેઉંગી, દિલાદે યાદ રખ્ખુંગી.
તુમારી પ્રેમકી પતિયાં, જપું નીત્યે બની બતિયાં;
વિશુદ્ધિ સ્નેહ માગુંગી, દિલાદે યાદ રખ્ખુંગી—ભલા.

कासार.

ગાયન પુરૂં થયું. ગાયનનો તાલ સુર ને દિલખુશનો નખરો જોઈ કાળસિંહ તો ઠંડો ગાર જેવો બની ગયો. તેની કામની ભરેલી આંખો દિલખુશ ઉપર કામદેવનાં બાણુ ફેંકવા લાગી. ગાયન પુરૂં થતાં કાળસિંહ બોલી ઉઠયો.

"વાહ વાહ દિલજાન, અબ તો તુમને બોત કીયા ? અચ્છા અચ્છા કોઈ દુસરી ચીજ છોડદો. વાહ તુમારા નખરા." એમ બોલતાંની સાથેજ કાળસિંહે એક કસબી સેલું દિલખુશ ઉપર નાંખ્યું. દિલખુશે આથી જાણે ઘણીજ ખુશી થઇ હોય તેમ લળીને ઘણીજ નમ્રતાથી સેલું લીધું ને બીજી ચીજ ગાવી શરૂ કરી.

**ચાલો સખી દરશન જાવે રથપે રઘુનંદન આવતહે—એ રાગ.**

મેંતો મોહિ રહી તુમ સુરતસેં અહા અંગનમેં ફુલબાસ સખે—મેંતો.
અહા વીજ પડી મમ નેનનપેં, દર્સિત છબી તુજ પ્રાણપ્રિયે—મેંતો.
છમ્છુમ છમ્છુમ છમ્છુમ છમ્છુમ છમ્છુમ છુમછુમ છમ્છુમ છુમછુમ
બંસી બજી તુમ લાલ અધરસેં, તન મન ભાન ભુલીજ સખે—મેંતો.
છમ્છુમ છુમછુમ છમ્છુમ છુમછુમ, છમ્છુમ છુમછુમ છમ્છુમ છુમછુમ
છમ્છુમ છમ્છુમ છમ્છુમ છમ્છુમ, છમ્છુમ છમ્છુમ છમ્છુમ છમ્છુમ
છમ્છુમ છુમછુમ છમ્છુમ છુમછુમ, છમ્છુમ છુમછુમ છમ્છુમ છુમછુમ
મેંતો મોહિ રહી તુમ સુરતસેં અહા અંગનમેં ફુલબાસ સખે—મેંતો.
અય વ્રજ લાલા, નંદ કુમારા, મેં તુમ દાસી પિછાન સખે—મેંતો.
છમ્છુમ છુમછુમ છમ્છુમ છુમછુમ, છમ્છુમ છુમછુમ છમ્છુમ છુમછુમ

**कासार.**

વાહ વાહ! ઓહ ઓહ! આ શું! બસ ગુલતાન ગુલતાન! શું મઝા! પ્યારી દિલદાર આવ આવ! એમ બોલતો બોલતો

દુષ્ટ કામદેવના પાસમાં બંધાઇ ગએલો ને મોહ માયાના રાજ્યમાં મહાલતો કાળસિંહ એકદમ દિલખુશને ગળે હાથ નાખવાને માટે તેની તરફ આગળ વધ્યો.

દિલખુશ:-અરે! સબુર સબુર, સરદાર સાહેબ સબુર! એમ કરવાથી પુરેપુરી મઝા જામશે નહિ; હજુ તો શરાબી જામકે પ્યાલે ઉડાને હે. એજી જનાબ લીજીએ. એમ બોલી પોતાની પાસેથી એક શરાબનો પ્યાલો ભરીને કાળસિંહના સામો ધર્યો.

કાળસિંહ:-વાહ વાહ! પ્યારી, તુમ તો બોત નખરા વાલી હે; એમ બોલતો બોલતો તેને ગટગટાવી ગયો.

દિલખુશ:-ક્યું જી હુજુર! એહી જામકા શરાબ ખાસ સિરાઝસે આયાથા. અબ તો મેં એહીજ પીલાતી હું. ક્યું આપકુ કેસા ટેસ આયાજી? પોતાની કપટજાળ ફેલાવવાની શરૂઆત કરી બોલી.

કાળસિંહ:-અયે પ્યારી દિલદાર! મેરેકુ તેરા શરાબકે જામ તું મતવાલી મોહિનીના હાથસે પીલાયા, સો મેં બડા ભાગ્યશાળી હુવા. અબતો મેં તેરા હૃદયકા જામ પીને મંગતા હું.

દિલખુશ:-અજી! એબી બખત આયગા! અબતો જનાબ યેહી દુસરા જામ લેલોજી. એમ બોલી બીજો જામ છલાછલ ભરી કાળસિંહને ધર્યો.

કાળસિંહ તે પણ ગટગટાવી ગયો. હવે માનસિંહજીનો વારો આવ્યો.

**દિલખુશ:–કયું રાવબહાદુર ! આપ તો એહી શરાબ ચખી-એજી, એમ બોલી માનસિંહને એક જામ આપ્યો.**

એક પછી એક એમ ઉપરા ઉપરી માનસિંહને ત્રણ ચાર પ્યાલા આપ્યા. આ અક્કલનો ઇદ્રિકોતરો તે બધા ગટગટાવી ગયો. પછી જુવો રાવબહાદુરની ખુબી ! લથડીઆં ખાતો તે જમીન ઉપર પડયો ને કાળસિંહ પણ પુર્ણ નિશામાં હતો. તેવામાં પાછો દિલખુશે ત્રીજો જામ ભરી તેને આપતાં કહ્યું.

જીનાબ ! અબ તો એહી દાસીકા હાથકી છેલ્લી પ્યાલી હે. તો આપે ઇશકુ માન દેના ચાહીએ.

કાળસિંહ:–નાહી....જી....અ....બ....તો....તુમ....લે....લો....જી....નીસાના કેફમાં લથડતા અવાજે બોલ્યો.

દિલખુશ:–નાહીરેજી ! કયું હમારા હાથ તુમ પાછા ઠેલ દેઓગે ? પીછે મેં લેતી હું એહી તો આપકે ખાતરજ હે જી.

કાળસિંહ ત્રીજો જામ પણ ઉડાવી ગયો. તે નિશામાં ચકચુર બની લથડીઆં ખાતો આરામ ખુરસીમાં પડયો. હવે નોકર ચાકરોનો વારો આવ્યો. બધા સિપાઇઓને દિલખુશે એક પછી એક એમ ઉપરા ઉપરી જામ પાઇ ગેંગટ બનાવી દીધા. તમામ ચકચુર બની ગયા. હવે શિવગર મહારાજને એક પ્યાલુ ભરી આપવા તેણે હાથ લંબાવ્યો.

શિવગર:–નાહીજી, હમ સાધુ લોક શરાબ નહિ પીતે. હમ તો ગાંજા ચડસ ચઢાવતે હે, શરાબ પીનેકા હમારા ધર્મ ના પાડતા હે.

દિલખુશ:-અયસા ! તો હમારી પાસ વોહીભી હે. લોજી હમ મેરા હાથસે આપકું ચીલમ બનાં દઉં.

વાંચક ! એમ બોલી ચેતનદાસજી નામના પોતાના સાગરીતને ચલમ બનાવવાનું દિલખુશે કહ્યું. ચલમ તૈયાર થઇ. ગુંફી સાફી સાથે તૈયાર કરી દિલખુશે મહારાજ શિવગરને આપી.

બોમ ગીરનારી, ગુફાવાલી માતંગી કેસરી વાળી કરી શિવગરે દમ ખેંચ્યો. ચલમમાં ભડકો થયો ને તે સાથેજ શિવગર મહારાજ બેભાન થયો. તે જમીન ઉપર પડયો ને પગ ઘસવા મંડયો તાર તુટયો ને સ્વધામમાં ચાલ્યો ગયો.

વાંચક ! આ ચલમમાં ઝેરી બી ભર્યાં હતાં તેથી શિવગર તો ૐશિવ બની ગયા; તમામ મંડળ દારૂના ચકચુર નિશામાં હતું. કોઇને કાંઇજ ભાન હતું નહિ. હવે દિલખુશ તમામને આવી રીતે ગેગટ બનેલા જોઇ પોતાની ધારણામાં સફળ થઇ જાણી ખુશી થઇ. તેવામાં કોઇએ સંજ્ઞા સુચક વિસલ મારી. આ વિસલ સાંભળી જેમ બને તેમ જલદી દિલખુશ તથા તેનાં માણુસો બહાર નીકળી જવા તૈયાર થયાં. વિસલ સાભળી ઘણીજ આનંદમાં આવી ગએલી ને કાર્યમાં ફતેહ પામેલી દિલખુશ અત્યારે ઘણાજ મોટા મનની દેખાતી હતી. ઝપાટાબંધ દિલખુશ તથા તેનાં માણુસો બહાર નીકળી ગયાં ને તેમને કાંઈ પણ જાતની હરકત આવી નહિ.



# પ્રકરણ ૧૯ મું.

## પ્રેમ મીમાંસા.

અમ વચ્ચે રહી, આ દિવાલ છે;
પણ પાડ્યાડથી, એ બુરી મુને.
હૃદય ! આ ભર્યું, તર્ક લાખથી;
નવ કશું ભલું, ભાવિનું સુઝે.

કલાપી.

આ વખતે કમળાગૌરી પોતાના પ્રિયતમના સામું મસ્તક નમાવી ઘુંટણીએ પડી. તે પોતાની ઓરડીમાં ચોધાર આંસુએ અશ્રુપાત કરી રહી છે. પ્રતાપસિંહનું હૃદય પણ આવા દુઃખદ્ બનાવોથી ઘણુંજ દિલગીર બની ગયું છે. કમળાગૌરીને રોતી જાણી ઘણીજ મહેનતે હૃદયના ઉંડાણમાંથી અવાજ કાઢી તે બોલ્યો:–"પ્રિયે ! મ્હારી પ્રાણ ! તું આમ આક્રંદ શા માટે કરે છે? તારૂં રૂદન મારાથી જોઇ શકાતું નથી. વ્હાલી ! તું ધીરજ ધર. પરિબ્રહ્મ નારાયણે સર્વેને સહાય કરી છે તો તને પણ સહાય કરશે. વ્હાલી ! આમ કરવાથી તો ઉલટું શરીર સોસાઈ જાય છે."

કમળાગૌરી:–મારા નાથ ! હાય, હાય ! શું આ અભાગી કમળાની આંખો આગળજ તમારૂં ખૂન ? અરેરે ! પ્યારા પતિ ! હું તે દેખાવ શી રીતે સહન કરી શકું ? મારા પ્રભુ ! મારા હૃદયના હીરા ! મારા મુગટમણિ ! હું તે શી રીતે જોઈ શકું. એમ બોલી તે વધારે રડી પડી, ને બોલી કે:–"ઓ પાપી ! તું મારૂં

ખૂન કર, હું મરવાને તૈયાર છું પણ મારા પ્રતાપને બચાવ !! ઓ ચંડાળ કાળસિંહ ! તેમણે તારૂં શું બગાડયું છે ?" એમ બોલી ધ્રુસકે ધ્રુસકે છાતીફાટ રૂદન કરવા લાગી.

પ્રતાપસિંહઃ—દેવી ! દેવી ! તું ખરેખર દેવીજ છે. તારો પ્રેમ મારા તરફ પારાવાર છે. વ્હાલી ! તને ધન્ય છે. કહ્યું છે કેઃ—

સતિનો પતિ થકી ઉદ્ધાર,
સતિને પતિ વીણ ધિક સંસાર;
સતિને પતિ એજ પ્રભુ અવતાર,
સતિને સહાય કરે કીરતાર.

**कासार.**

વ્હાલી ! વ્હાલી ! તે કહેવત તેં બરાબર સત્ય કરી બતાવી છે. તને જરૂર પ્રભુ સહાય કરશે. તારા જેવી સતીને કરોડો વાર ધન્યવાદ ઘટે છે. દેવી ! તું તારૂં સર્વસ્વ અર્પણ કરીને તારા તમામ સુખનું બલિદાન આપીને પણ આ તારા હિનભાગી પતિને તું ચાહી રહી છે. ઓ પતિવૃતા દેવી ! તને ધન્ય છે. તારે માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાંજ છે. ઓ દેવી ! તું તારા પતિને માટે આટલું બધું કરે છે, છતાં આ તારો અભાગી પતિ તારે માટે કાંઇ પણ કરી શકવાને સમર્થ નથી.

કમળાગૌરીઃ—વ્હાલા નાથ ! આપને દુષ્ટે બંધનમાં નાખ્યા છે. આપ તેથી શું કરી શકો ? અરેરે ! મારે લીધેજ—આ અભાગી કમળાને લીધેજ આપને આ દુઃખ સહન કરવું પડે છે. વ્હાલા સ્વામિન્ ! આ તમારૂં બંધન, તમને પડતું દુઃખ તથા તમારી પરાધિનતા હું શી રીતે જોઇ શકું ? એમ વિલાપ કરતી ચોધાર

આંસુઓ સારતી તે એકદમ બેભાન થઈ પછાડ ખાઇ જમીન ઉપર પડી ગઇ.

પ્રતાપસિંહના હૃદયના આ વખતે ચુરેચુરા થઇ ગયા ને તેની આંખોમાંથી પાણી વહેવા લાગ્યું. તેણે દાંત પીસ્યા ને મુઠીઓ વાળી કાળી કીકીઆરી કરી તેના શરીરે પસીનો વળી ગયો. ભલા ભગવાન, લોહુવજામાં પડેલો સિંહ શું કરી શકે?

પ્રતાપસિંહ:—ઓ પ્રભુ! આ દશ કદમ પર આવેલી ઓરડી મને અત્યારે દશહજાર ગાઉ જેટલી વેગળી થઈ પડી છે. ઓ સુંદરી! તું આમ રૂદન કરી આ દુઃખીને શા માટે વધારે દુઃખી કરે છે. અરે હાય! તને અત્યારે હું શી રીતે મદદ કરી શકું? દેવી તારી મૂર્છા હું જોઈ શકું છું; પણ તારી સારવાર કરવાને અશક્ત છું. ઓ વ્હાલી! ઓ પ્યારી! કહી તે બોલવા લાગ્યો:—

ગઝલ.

પ્રિયે બેભાન થઈ સુતી, અરે આ કેદખાનામાં;
કરૂં શું હાય કેદી છું, અમુઝણ આ વધારામાં.
પ્રિયે! આત્મા તણી છાયા, નહિ નહિ દેહની માયા,
રખડતી છો ભલે કાયા, કબુલ્યા પ્રેમ તુટે ના.
પ્રિયે! દિલથી દુઃખી ના થા, તું ચિન્તવનથી બળી ના જા:
અમરથી તે ખમાતું ના! અરેરે આ પરાધિનતા.
અરેરે હાય વ્હાલીરે! કકળતી આંખ તારીરે;
કરે છે આ જીગર ચુરા, કબુલ્યો પ્રેમ તૂટે ના.
પ્રિયે! તેં તો પ્રણય પાખે, જીવન બક્ષિસ કીધું હા;
અહાહા! દૈવી તું દેવી! મરણ સનમુખ લીધું હા.
ખરેખર હું અભાગી છું, પ્રણય પાખે દુઃખી થઈ તું;
ઉછળતું આ શરીતન શું, અરેરે હાય કેદી છું. कासार.

છેલ્લી કડી પુરી થતાંની સાથેજ પ્રતાપે છલંગ મારી બારણાને જોરથી લાત લગાવી; પણ લોહવજાનું બારણું ભારે ખડખડાટ કરી બંધજ રહ્યું.

વ્હાલી! આ અભાગી નેત્રો તને મુર્છીત જોવા છતાં કાંઇ પણ કરી શકતાં નથી તો તે તું શું આ પ્રેમના પુજારીને માફ કરી શકીશ.

ઓ દેવી! તું મુર્છાથી બેઠી થા ને ધીરજ ધર. હજુ તો હું તારી આંખ આગળ જીવું છું છતાં તું મારે માટે આટલું બધું આક્રંદ શા માટે કરે છે? આ નેત્રો તારૂં અસહ્ય દુઃખ જોઇ શકતાં નથી. ઓ વ્હાલી! આ હૃદય તને રોતી જોઇ ચીરાઈ જાય છે ને કંઠ સુકાઈ જાય છે. આટલું બોલતાંજ પ્રતાપ ઉંચેથી જમીન ઉપર એકદમ કેળના ઝાડની માફક પડયો અને ગભરાઇ ગયેલા હૃદયે બેભાન થઈ મુર્છાને વશ થયો.

વાંચક! આમ બન્ને જણાની મુર્છામાં થોડીક મીનીટો વ્યતિત થઇ તેવામાં કમળાગૌરી કાંઇક સતેજ થતી જણાઇ. પરીબ્રહ્મ નારાયણની કૃપાથી—અરે સારવારથી બેઠી થઇ તે જુવે છે તો તેને પોતાનો પતિ સામી કોટડીમાં બેભાન સ્થિતિમાં પડેલો માલુમ પડયો.

ઓ પ્રભુ! મારા વ્હાલા! મારા નાથ! કહી એકદમ તે દોડીને ભેટવા ગઈ પણ માથામાં આડી જાળી વાગી તેથી તે તમ્મર ખાઇ નીચે પડી. ઓ પ્રભુ! કરી ઉભી થઇ ને ચોધાર આંસુએ કકળતા સ્વરે ને ગભરાએલા હૃદયે રૂદન કરવા લાગી:—

## ગઝલ.

હૃદયથી જે કબુલ કરીઉં, મગજથી જે ખરૂં ઠરીઉં;
અસત આ મોહ માયાથી, ખરે છોડયું નહિ છુટે.
ભલે આ પ્રાણુ જાએ હા, ભલે દર્દી મુઝાએ હા;
ભલે રવરવ રીબાઉં હા, ખરે છોડયું નહિ છુટે.
નથી આ દેહની પરવા, ખરે તૈયાર છું મરવા;
અધર્મોથી દુરે હઠવા, નહિ છુટે નહિ છુટે.
નયનમાં નેહથી ભરીઉં, વચનથી સ્વાર્પણું વદીઉં;
જીગર પ્રતિબિંબથી જડીઉં, નહિ છુટે નહિ છુટે.
પ્રણયના પ્રેમનો પ્યાસી, હૃદય રમનાર રસવાદી;
અસત આ મોહ માયાથી, નહિ છુટે નહિ છુટે.

**कासार.**

મારા નાથ! તમારી આ વિયોગી દાસી તમારા વિયોગે આ શરિર કેમ ટકાવી શકશે. પ્યારા પતિ તમે મારા દુઃખે દુઃખી શા માટે થાઓ છો?

વાંચક! આમ કમળાગૌરી આક્રંદ કરી રહી છે તેવામાં બહારથી તેની ઓરડીમાં કોઇ ભગવાં વસ્ત્રમાં સજ્જ થએલી બે વ્યક્તિઓ દાખલ થઇ. એકની ઉમ્મર આશરે ૨૭ વર્ષની હતી ને બીજી આસરે ૫૭ વર્ષની હતી. આ બે વ્યક્તિઓને જોઇ કમળાગૌરી ભયભીત થઇ, ને આમ અચાનક આ મજબુત કેદખાનું ઓળંગી—અરે તોડી—આવનાર આ કોણુ હશે? આમ વિચાર કરે છે તેવામાં નાની વ્યક્તિ કમળાગૌરી પાસે આવી ને બોલી:—" કમળાગૌરી બ્હેન! તું હવે ગભરાઇશ નહિ. બ્હેન અમે તારાં શત્રુ નથી પણુ તને અહિંથી છોડાવવાને માટેજ

આવ્યાં છીએ, માટે જેમ બને તેમ અવાજ કર્યા સિવાય ઉભી થા ને અમારી પાછળ પાછળ બહાર નીકળ."

કમળાગૌરી ઉભી થઇ પ્રભુનો ઉપકાર માનવા લાગી ને બોલીઃ–" આપ મહાત્માઓનો હું ઉપકાર માનું છું; પણ મારા હૃદયનો તાર, મારો પ્રતાપસિંહ! જ્યાં સુધી કેદમાં છે ત્યાં સુધી હું મુક્ત થવા માગતી નથી."

"બ્હેન! તેમને પણ મુક્ત કરશું; પણ તમો ઢીલ નહિ કરતાં એકદમ ઓરડીની બહાર આવો."

કમળાગૌરી બહાર આવી. પછી ત્રણે જણાં પ્રતાપની કોટડી આગળ આવ્યા તેઓએ પોતાની પાસેની કાનસથી કોટડીના સળીઆ તોડયા ને અંદર દાખલ થયાં. વાંચક! કમળાગૌરીએ પોતાના મુખને પ્રતાપસિંહના ઓષ્ઠ આગળ લગાવીને એક શુભ સુચક પ્રેમનું ચુંબન કર્યું. પ્રતાપ હજુ મુર્છામાંજ હતો. તેને આ ત્રણે જણાંએ ઉચકી લીધો ને જેમ બને તેમ ઉતાવળથી આ ગુપ્ત ખંડેર વટાવવાને રસ્તો કાપવા લાગ્યાં. પ્રભુ ઇચ્છાએ કાંઇ પણ વિઘ્ન આવ્યું નહિ ને સહીસલામત બહાર નીકળી ગયાં. થોડેક દુર જઇ એક સુંદર વડના ઝાડ તળે પ્રતાપને નીચે ઉતાર્યો. કમળાગૌરીએ પોતાનો પાલવ પાથરી પોતાના ખોળામાં માથું રહે તેમ પ્રતાપસિંહને સુવાડવા કહ્યું. તે તેના મુખ તરફ જોતી જોતી પોતાનો કોમળ હાથ તેના શરિર ઉપર ફેરવવા લાગી. તેણે પ્રભુનો ઉપકાર માન્યો ને બોલી કેઃ–

પ્રભુ ખોવાયેલો મુજ હૃદયને જે મળી ગયો,
સદા તેને મારાં નયન પર રાખીશ તરતો;

વળ્યો આત્મા મીઠો મુજ જીગર ખોખા મહીં ફરી,
હવે તેને કંઠે કબજ કરી રાખીશ રમતો. કલાપી.

અહા પ્રભુ! તારી કળા ન્યારીજ છે. એક કલાક પહેલાં કોણ ધારતું હતું કે આવો વખત આવશે; એમ વિચારતી કમળાગૌરી પ્રતાપના હાથ પંપાળતી વારે ઘડીએ ગાલ ઉપર તેને ચુંબન કરતી ને પ્રેમના ઉભરા ઠાલવતી તેના ઓશિકે બેઠી છે.

આ મુકત કરનાર બે વ્યકિતઓમાંની એક મોટી વ્યકિત ત્યાંથી પાછી ફરી અને વડ તળે નાની વ્યકિત, કમળાગૌરી, ને મુર્છીત પ્રતાપ ત્રણ એકલાંજ રહ્યાં.

વાંચક! આ મુકત કરનાર બીજું કોઇ નહિ, પણ હરિદાસજી મહારાજ તથા ભગવતિ હતાં, તેઓ પ્રભાતજ્યોતિએ જલસો બરાબર જમાવ્યો જાણી અંદર દાખલ થયાં હતાં. તમામ સિપાઇઓ જલસામાં હતા ને દિલખુશના હાથનો શરાબ પીવામાં મશગુલ બન્યા હતા તેથી તેમને કોઇએ અટકાવ કર્યો નહિ ને ઉપર જણાવ્યા પ્રમાણે નિર્વીઘ્ને પ્રતાપને તથા કમળાગૌરીને બંધનમાંથી મુકત કરીને તેમણે વડ તળે મુકયાં.

હવે આગળના ઠરાવ પ્રમાણે હરિદાસજી મહારાજ પ્રભાતજ્યોતિની જાણ માટે સંજ્ઞા સુચક વિસલ વગાડવાને તે વડ તળેથી પાછા વળ્યા ને વીવળ આગળ આવી વીસલ કરી. આ વખતે કાળસિંહ તથા તમામ સિપાઇઓ બેભાન અવસ્થામાં (દારૂના નિસામાં પગ પછાડતા હતા. વિસલ સાંભળતાંજ પ્રભાતજ્યોતિ તથા તેના સાથીતો ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે બહાર નીકળી ગયાં.



# પ્રકરણ ૧૦ મું.

## "પિતા પુત્રી."

મોઠા દીર્ઘ ધ્વનિ વતી વન બધું હર્ષે ભરે કોકીલા;
ઝીણી વાંસળી શા સ્વરો, સુખભર્યા ચંડોળ આલાપતાં.
ખિસ્કોલી તરૂના મહાન્ વિટપે, ઝુકી રહી ત્યાં કૂદે;
ને રંગીન શુકો ઘણાં મધુરવાં, આકાશ ઉડી રહે.

કલાપી.

**આવા** સુરમ્ય સ્થાનમાં સુંદર વડ વૃક્ષ તળે પ્રતાપસિંહનું માથું ખોળામાં લઇને કમળાગાૈરી બેઠી બેઠી પૂર્ણ હર્ષથી પોતાનો કોમળ હાથ પ્રતાપસિંહના શરીર ઉપર ફેરવ છે શીતળ મંદ મંદ વહન કરતો પવન ને હૃદય રમણી સુકોમળ બાળાનો કર સ્પર્શ થતાં પ્રતાપ ધીમે ધીમે સાવધ થતો જણાયો. થોડી વારે તેણે આંખ ઉઘાડી તો તેને પોતાના શરીરને કમળાગાૈરી પ્રીતિથી કર સ્પર્શ કરી આનંદ રેલાવતી જણાઈ.

"અહા ! હું આ શું જોઉં છું ? હું સ્વપ્નમાં છું કે જાગું છું ? ના ના, સ્વપ્નમાં તો નથીજ. ત્યારે અમો અહીં ક્યાંથી ?" આમ વિચાર કરતો કરતો પ્રતાપસિંહ બેઠો થયો.

કમળાગાૈરીઃ—પ્રાણનાથ ! આપણને પ્રભુએ દુષ્ટના પાસમાંથી આજે મુક્ત કર્યાં છે. આપને મુક્ત કરનાર આ બે મહાત્માઓ છે. જુવો આ તમારી પાસે ભગવા અંચળામાં બિરાજેલા મહન્તને પ્રણામ કરો.

આ સાંભળી પ્રતાપસિંહ ખુશીના આવેશમાં આવી જઇ બેઠો હતો ત્યાંથી ઉભો થયો ને પાસે બેઠેલી ભગવતિ દેવીને પ્રણામ કરવા માટે તેમના તરફ આગળ વધ્યો. આગળ વધતાંજ સુરો પ્રતાપ તે દેવીને ઓળખી ગયો, ને બોલી ઉઠયો:–"અરે! આતો મારી ધર્મની બ્હેન ભગવતિ! બ્હેન તમારો જય થાઓ, જય થાઓ. દેવી! આ તમારા ભાઇને આજે તમે ખરેખરા સંકટમાંથી બચાવ્યો છે મને જીવીતદાન આપનાર, ને મહાન્ સંકટમાંથી છોડાવનાર મહન્ત આત્મા! તમને હું નમસ્કાર કરૂં છું." એમ બોલી પ્રતાપસિંહે ભગવતિના ચર્ણમાં મસ્તક મૂકી દીધું.

ભગવતિ:–ભાઇ પ્રતાપસિંહ! ઉભા થાઓ. પ્રભુ તમારૂં કલ્યાણ કરો. બધુ! તમને દુઃખમાંથી મુક્ત કરવાને માટે અમોએ કાંઇજ કર્યું નથી. બધાં કાર્યો પ્રભુની ઇચ્છાથીજ બને જાય છે; માણસ તો માત્ર નીમિત્ત રૂપ છે. તે દયાળુ પ્રભુ અમુક અમુક વ્યક્તિઓ દ્વારા પોતાની ધારણાઓ પાર પાડે છે. ભાઇ! મનુષ્યના સ્વરૂપમાં રહેલું આ માટીનું પુતળું કાંઈ પણ કરી શકવાને સમર્થ નથી. વીરા! તે પરિબ્રહ્મ નારાયણની ઇચ્છાથી તમામ કાર્યો કરી શકે છે. વળી આ કામમાં પૂર્ણ જશને પાત્ર અમારા ગુરૂમહારાજ છે તેઓશ્રીએ આ કામમાં ખરેખરો આગળ પડતો ભાગ લીધો છે વીરા! તે હમણાં અત્રે આવશે. તે આપણને અત્રે મૂકીને એક બીજાું કામ કરવાને માટે ગયેલા છે. વીરા! તેઓશ્રીના પધાર્યા પછી આપણે બધાંને મઠમાંજ જવાનું છે. ભાઇ જુઓ! પેલા મંડળમાં આગળ પડતા કદાવર પુરૂષ આવે છે તેજ અમારા ગુરૂમહારાજ છે.

વાંચક ! આ વખતે દૂરથી હરિદાસજી મહારાજ, પ્રભાત-જ્યોતિ તથા ચેતનદાસજી વગેરે અત્રે આવતાં હતાં.

પ્રતાપસિંહ એકી નજરે આવનાર મહાત્મા તરફ તેમને પ્રેમપુર્વક પ્રણામ કરવાને આતુર થઇ જોઇ રહ્યો. થોડી વારમાં મહારાજશ્રી તે વડ નીચે આવી પહોંચ્યા. પ્રતાપસિંહ એકદમ સામો દોડી મહારાજશ્રી હરિદાસજીના ચર્ણમાં નમી પડયો.

હરિદાસજી:—બચ્ચા સદા સુખી ભવઃ ! પ્રભુ તારૂં કલ્યાણ કરો, કહી પ્રતાપનો હાથ ઝાલી તેને બેઠો કર્યો.

પ્રતાપસિંહે પ્રભાતજ્યોતિને તથા સાધુઓને એક પછી એક એમ દરેકને પ્રણામ કર્યા. કમળાગૌરી પણ તમામના સામુ હાથ જોડી નીચી નજર રાખી ઉભી હતી. તમામ મંડળે આ દંપતિને આશિર્વાદથી નવરાવી દીધાં. પ્રતાપસિંહ ! મહારાજ હરિદાસજી પાસે બેઠો ને કમળાગૌરી પ્રભાતજ્યોતિને જોઈ આ કોઇ દેવી છે એમ ધારી તેમને પ્રણામ કરવા લાગી. પ્રભાતજ્યો-તિએ તેને આશિર્વાદ આપ્યો ને સૌ સંતો વડ તળે એક પછી એક મહારાજ હરિદાસજીની આજુબાજુ ગોઠવાયાં.

હરિદાસજી:—ભાઇઓ ! હવે આપણે ઝાઝો વખત આ વડ તળે રોકાવું સલામતી ભરેલું નથી માટે આપણા મઠ તરફ ચાલો, ત્યાં જઈ શાન્તિથી આપણે વાર્તાવિનોદ ચલાવીશું.

પ્રભાતજ્યોતિ:—જી મહારાજ મને પણ તેમજ યોગ્ય લાગે છે. એમ બોલી તે ઉભી થઇ. મહારાજ હરિદાસજીએ પ્રતાપ-સિંહનો હાથ ઝાલ્યો, ભગવતિ તથા પ્રભાતજ્યોતિ કમળાગૌરીના

બન્ને હાથ ઝાલી વચમાં રાખી ચાલવા લાગી. સૌ મંડળ થોડા વખતમાં રામમઠમાં આવી પહોંચ્યું. પ્રતાપસિંહે તથા કમળાગૌરીએ તમામ સાધુઓને પ્રણામ કર્યા. પછી મહારાજ હરિદાસજી પાસે તમામ આવીને બેઠાં.

હરિદાસજી:—કુમારશ્રી ! આપ આ દુષ્ટ કાળસિંહને માટે શું કરવા ધારોછો ?

પ્રતાપસિંહ:—પ્રભુ ! હવે હું મારા રાજ્યમાં જઇને મારા તમામ લશ્કરની મદદ લાવી તે દુષ્ટને પકડી દેહાન્ત દંડની શિક્ષા કરવા માગું છું.

હરિદાસજી:—ભાઈ! એતો ઠીક; પણ આપણે આ કમળાગૌરીને પહેલાં તેના બાપ પુનમચંદ્રની પાસે મોકલી દેવી જોઇએ કારણ કે તેના વિયોગથી તેનાં માતપિતા ઘણાંજ દુઃખી થતાં હશે મારા સાંભળવા પ્રમાણે તો જયારથી કમળાગૌરીના ગુમ થયાના સમાચાર તેમણે સાંભળ્યા છે ત્યારથી તેમના મનને ઘણુંજ દુઃખ થયું છે.

પ્રતાપસિંહ:—મહારાજશ્રી ! તેમ કરતાં એક મોટું વિઘ્ન આવવા સંભવ છે, કારણ કે જો દુષ્ટ કાળસિંહ ચેતી જશે, તો પછી તેને કબજામાં લેવો બહુ મુશ્કેલ પડશે. કમળાગૌરી મળી આવી એ વાત કાંઈ છાની રહેવાની નથી.

હરિદાસ:—તે વાત તો બરાબર છે, ત્યારે હવે શું કરવું ?

પ્રભાતજયોતિ:—ગુરૂમહારાજ ! પુનમચંદ્રજીને તથા મહારાજા ચંદ્રસિંહજીને એક પત્ર લખી અત્રે બોલાવવા, ને તેમને બધી વાતથી વાકેફ કરવા. મને તો આ રસ્તોજ સારો લાગે છે.

વાંચક ! સૌને તે વાત ગમી અને આખરે પ્રભાતજીયે તેના કહેવા પ્રમાણે વિચાર નક્કી ઠર્યો. મહારાજા હરિદાસજીએ પોતાના મઠના સાધુ ચૈતનદાસજીનેજ ખાસ પત્ર લખી આપ્યો ને મણિપુર જવાને કહ્યું. પત્રમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

ૐ તત્સત્

રામમઠ તા. ૨૨-૨-૧૭.

મહારાજા ચંદ્રસિંહજી તથા પ્રધાન પુનમચંદ્રજી.

ૐ દીર્ઘાયુવિભવ:

આપના પ્રધાનજી પુનમચંદ્રજીની પુત્રી કમળાગૌરી અત્રે ખુશી આનંદમાં છે. આપની સાથે મારે કેટલીક ખાનગી વાત કરવાની છે માટે કૃપા કરી આપ બન્ને જણ અત્રે પધારશો. કમળાગૌરી મળી આવ્યાની વાત બહાર જાહેરમાં મૂકશો નહિ કારણ કે તેથી વિઘ્નો આવવા સંભવ છે. વધુ હકીકત રૂબરૂમાં.

લી. હરિદાસજીના આશિર્વાદ.

" મહન્ત-રામમઠ. "

ચૈતનદાસજી પત્ર લઇ ઝપાટાબંધ મણિપુર આવી પહોંચ્યો. આ વખતે મણિપુરમાં મહારાજા ચંદ્રસિંહજી તથા પુનમચંદ્ર પ્રધાન રાજગઢના દિવાનખાનામાં કમળાગૌરી તથા કાળસિંહ ભાણેજના અચાનક ગુમ થયા વિષેનીજ વાર્તામાં પડ્યા હતા, ને એક બીજા પોતાની દુ:ખી લાગણીઓ પ્રદર્શીત કરતા હતા. એક સિપાઇએ તેવામાં અંદર આવી મહારાજાને નમન કરી

જણાવ્યું:–" બાપુ સાહેબ! કોઈ સાધુ આપની પાસે આવવાની રજા માગે છે."

ચંદ્રસિંહજી:–કોણ સાધુ છે? આજકાલ સાધુઓ બહુજ ઢગલબાજી ને કપટનાં પુતળાં હોય છે માટે તેની બરાબર જડતી (તપાસ) લેઇને પછી અંદર લાવો.

સિપાઇ:- જી, હુકમ પ્રમાણે અમલ કરવા સેવક રજા માગેછે.

ચંદ્રસિંહ:–હા જાઓ ને તે સાધુને લઇને આવો.

આવનાર સાધુ કોણ હશે તે માટે પુનમચંદ્ર તથા મહારાજા ચંદ્રસિંહજી વિચાર કરે છે તેટલામાં એક કફની ઓઢેલો સાધુ દિવાનખાનામાં દાખલ થયો. તેણે મહારાજાને તથા પ્રધાનજીને પ્રણામ કર્યા. ચંદ્રસિંહજીએ સાધુને સામેની ખુરસીમાં બેસવાને સુચવ્યું. ચૈતનદાસજીએ ખુરશીમાં બેઠક લીધી.

ચંદ્રસિંહજી:–મહારાજ! આપ કોણ છો ને આપનું અત્રે પધારવું શા કારણથી થયું છે?

ચૈતનદાસજી:–મહારાજા સાહેબ! હું રામમઠમાંથી આવું છું. તે મઠના મહન્ત હરિદાસજી મહારાજે આપને એક પત્ર આપવા મને મોકલ્યો છે તેથી હું આપની પાસે આવ્યો છું.

ચંદ્રસિંહ:–શું તમો હરિદાસજી મહારાજ પાસેથી આવો છો? અહા! તે ધર્મમૂર્ત્તિ હરિદાસજીએ આ સેવક ઉપર શી બાબતનો પત્ર લખી આપ્યો છે, લાવો જોઇએ.

ચૈતનદાસજી:–" હાજી! લ્યો આ પત્ર, કહી પત્ર આપ્યો.

મહારાજા ચંદ્રસિંહજીએ પત્ર વાંચ્યો એટલે તેમના

મુખની મુદ્રા અચાનક પ્રફુલ્લિત થઇ. હર્ષના આવેશમાં તે બોલી ઉઠયા "અહા પ્રભુ! શું મારી દીકરી સમાન પુત્રી કમળાગૌરી મળી આવી." પ્રભુ તારી કળા ન્યારીજ છે.

આ વાત સાંભળી પુનમચંદ્રજી પણ બોલી ઉઠયા:–" શું છે મહારાજા! આપ શું કહો છો! શું મારી દીકરી કમળાગૌરી મળી આવી!?"

ચંદ્રસિંહજી:–હા પ્રધાનજી! સમાચાર સારા છે, લ્યો આ પત્ર વાંચો.

પુનમચંદ્રે પત્ર વાંચ્યો એટલે તેમને અતિ આનંદ થયો ને તેમની આંખમાંથી હર્ષનાં આંસુઓ વહેવા લાગ્યાં.

ચંદ્રસિંહજી:–પ્રધાનજી! આપણે હવે રામમઠે જવા તૈયાર થઇએ. ગાડીવાળાને ગાડી તૈયાર કરી લાવવા હુકમ કરો.

વાંચક! તાબડતોબ ગાડી આવી. ચંદ્રસિંહજી, પુનમચંદ્ર ને ચૈતનદાસ ત્રણે તે ગાડીમાં બેઠા. ગાડી ચાલવા લાગી ને એકાદ કલાકમાં મઠ આગળ આવી પહોંચી. ચંદ્રસિંહજી તથા પુનમચંદ્ર ગાડીમાંથી નીચે ઉતર્યા. ચૈતનદાસજી, મહારાજ હરિદાસજીને ખબર કરવા ઉતાવળા મઠમાં ગયા.

આ વખતે હરિદાસજી મહારાજ એક મૃગચર્મ ઉપર બેઠા હતા. તેમની પાસે પ્રતાપસિંહ તથા ભગવતિ, રમણીકલાલ, પ્રભાતજ્યોતિ વીગેરે તથા તમામ સાધુમંડળ બેઠું હતું. મહારાજ કથા વાંચતા હતા ને તમામ મંડળ તે સાંભળતું હતું. એવામાં ચૈતનદાસજીએ આવી ખબર કરી કે ચંદ્રસિંહજી મહારાજ આવી પહોંચ્યા છે. આ સાંભળી સૌ મંડળ મહારાજાને માન

આપવા ઉભુ થયું તેટલામાં તો સામેથી ચંદ્રસિંહજી તથા પુનમચંદ્ર આવતા જણાયા. કમળાગૌરી એકદમ મહારાજા ચંદ્રસિંહજીના સામી દોડી ને ચર્ણમાં પડી. મહારાજાએ કમળાગૌરીને ઉચકી લીધી ને આશિર્વાદ આપ્યો. પછી કમળાગૌરી પોતાના પિતા પુનમચંદ્રજીની કોટે વળગી પડી. પુનમચંદ્રજી દીકરીને જોઈ ખુબ ખુશી થઈ ગયા.

મારી વ્હાલી કમળા, બાપુ, દીકરી, બેટા, એમ બોલતાં બચીઓ ઉપર બચીઓ કરવા પ્રધાનજી મંડી ગયા. બેટા, ખુશીમાં છે ? બાપ, તને જોઇ આજે મને ઘણોજ આનંદ થયો છે. દીકરી, તારા વિયોગે અમો ઝુરી ઝુરીને મરતાં હતાં. બેટા ! બાપુ, મારી દીકરી, કહી ફરીથી તેને ચુમ્બન ઉપર ચુમ્બન કરવા લાગ્યા.

કમળાગૌરીની આંખમાંથી અત્યારે હર્ષનાં આંસુઓ વહેતાં હતાં પિતાના હાથ ઉપર બેઠેલી કમળા નાના છોકરાની પેઠે રડી પડી. પિતાજી ! મારી બા ખુશીમાં છે ? એમ દરેક સ્નેહિઓની ખબર પુછતી જાય ને રડતી જાય.

આમ થોડોક વખત પસાર થયો. મહારાજા હરિદાસજીએ પછી એક મોટો કામળો મંગાવી ત્યાં પથરાવ્યો ને ચંદ્રસિંહજી તથા પુનમચંદ્રજીએ હરિદાસજી મહારાજના સામે બેઠક લીધી.

આ વખતે પ્રતાપસિંહ ઉભો થયો ને પ્રથમ ચંદ્રસિંહજીને તથા પુનમચંદ્રજીને પ્રણામ કરી હરિદાસજી પાસે બેઠો.

ચંદ્રસિંહજીએ તથા પુનમચંદ્રે પણ મહાત્મા હરિદાસજીને પ્રણામ કર્યા ને સૌ શાન્ત થયું. એવામાં પ્રભાતજ્યોતિ

સુંદર પણ સાદાં વસ્ત્ર ધારણ કરીને માથે આવો ઘુમટો તાણી મહારાજા ચંદ્રસિંહજીને સાષ્ટાંગ દંડવત કરી ચરણમાં પડી.

ચંદ્રસિંહજી.-બેટા! તારૂં કલ્યાણ થાઓ. દીકરી! તું કોણ છે? તારો ઘુમટો દૂર કર ને મને આ મર્મથી જાણીતો કરીને સુખી કર.

હરિદાસજી:-ચંદ્રસિંહજી! આ તમારા ભાણેજ કાળસિંહની વધુ છે. તેનું નામ તેજબા છે; તે આપને પ્રણામ કરે છે.

ચંદ્રસિંહજી:-અહો! શું મારી દીકરી તેજબા?! ઓ બેટા! મને તારૂં મુખ જોવા દે. એમ કહી મહારાજાએ તેના મુખનો પડદો દૂર કર્યો. તેજબા શરમીંદી થઈ મહારાજાને ગળે બાઝી પડી. થોડી મુદત આમ હર્ષ ઉપર હર્ષ રેલાઈ રહ્યા.

ચંદ્રસિંહજી:-ગુરૂમહારાજ હરિદાસજી! આ મારાં કુમળાં બાળકો આપના હાથે ક્યાંથી આવી ચઢયાં? વળી મારો લાડીલો ભાણેજ કાળસિંહ ક્યાં છે?

હરિદાસજી:-રાજાજી! તમારા લાડીલા ભાણેજ કાળસિંહની કાળી નજરથીજ આ બધાં તમારાં કોમળ બાળકો આજ સુધી અતિ દુ:ખી થયાં છે. આ તમારી કમળાગૌરીનું હરણ પણ તે કાળસિંહેજ કર્યું હતું ને તેને આજ સુધી કેદી હાલતમાં રાખી ઘણીજ દુ:ખી કરી છે; પણ પ્રભુ ઇચ્છાએ તે તેના હાથથી બચી છે. વળી આ તમારી તેજબાનું પણ ખૂન કરવાને માટે કાળસિંહે ધારેલું ને તે મરણના મુખમાં સપડાઇ ગએલી બાળાનું પરમાત્માએ રક્ષણ કર્યું છે.

ચંદ્રસિહજી:–આ શું ? મારો દુધ પાઇને મોટો કરેલો સાપ મનેજ ડંખ્યો. તે દુષ્ટ કયાં છે ? મહારાજ મને બતાવો હું તેના રાઈ રાઈ જેટલા ટુકડા કરવા માગું છું. મહારાજાએ ક્રોધાતુર અવાજે કહ્યું.

હરિદાસજી:–રાજાજી શાન્ત થાઓ, તે અહિંથી બે માઇલ ઉપર પર્વતમાં એક ગુપ્ત ખંડેર છે ત્યાં રહે છે.

ચંદ્રસિંહજી:–આ કોઈ રાજકુમાર જણાય છે તે કોણ છે? ( પ્રતાપસિંહને બતાવતાં કહ્યું. )

હરિદાસજી:–તે વિજયનગરના મહારાજા વિજયસિંહનો પાટવી પુત્ર પ્રતાપસિંહ છે. તમારી દીકરી કમળાગૌરી તેને પતિ સમાન ચહાય છે તેવું જાણી કાળસિંહે આ રાજકુમારને પણ કબજે કરી કેદ કરી રાખ્યો હતો. કમળાગૌરીને નીતિમાંથી ભ્રષ્ટ કરવાને દુષ્ટ કાળસિંહે આ દંપતિને બહુજ દુઃખી કર્યા છે. સત્યનો બેલી પ્રભુ છે. તે દયાળુ પરમાત્માએજ તેમને બચાવ્યાં છે. પછી મહારાજે તમામ હકીકત અથ ઇતિ કહેવા માંડી. તેજબાનું ખૂન કરવાને બાંધેલી ગાંસડી, ત્યાં આવતી જમાત, તેજબાનું મઠમાં પ્રભાતજ્યોતિ નામથી રહેવું, ભગવતિનું આગમન, રમણિકલાલનું બલિદાન, કમળાગૌરીને તથા પ્રતાપસિંહને કેવી રીતે છોડાવ્યાં તે તમામ વાર્તાથી ચંદ્રસિંહજીને તથા પુનમચંદ્રને જાણીતા કર્યા.

ચંદ્રસિંહજી તથા પુનમચંદ્ર પ્રતાપસિંહને ફરીથી મળ્યા. વિજયસિંહજીને પણ પુત્ર વિયોગનું દુઃખ આવી પડયું હશે જાણી ચંદ્રસિંહજી દીલગીર થયા ને કાળસિંહ ઉપર ક્રોધની

લાગણીથી બોલ્યા:-"ઓ પાપી ! દુષ્ટ ! કાળા કર્મના કરનારા ચંડાળ ! ! કાળસિંહ ! તું હવે મારો ભાણેજ નથી; પણ મારો કટ્ટો શત્રુજ છે. લુણ હરામી ! હું હવે તારાં કાળાં કૃત્યનો બદલો તને બરાબરજ આપીશ. ઓ નાદાન કુતરા ! તેં તારી બેસવાનીજ ડાળ ભાગી છે. તેં ખાધું તેનુંજ ખોદ્યું છે. દુષ્ટ, વ્યભિચારી ! તારાં કાળાં કૃત્યથી મારી કીર્તિને તેં કલંક લગાડયું છે. હું તારા લોહીની નદી વહેવરાવીશ, ને તારૂં ખૂન થતું હવે ખુશી થઇને જોઇશ"

હરિદાસજી:-રાજાજી શાન્ત થાઓ ને કહો કે હવે તમે શું કરવા માગો છો ?

ચંદ્રસિંહજી:-ગુરૂમહારાજ હું તમારો દાસાનુદાસ થવાને માગુછું. પણ મને એક વખત તે દુષ્ટનું ગુપ્ત ખંડેર બતાવો; હું તેનો નાશ કરીશ ત્યારેજ મને શાન્તિ થશે.

હરિદાસજી:-રાજાજી ! તે દુષ્ટનો તેમ નાશ થાય તેમ નથી. તેની પાસે ઘણાં માણસ છે માટે તમારી મદદમાં લશ્કરની જરૂર પડશે.

ચંદ્રસિંહ:-મહારાજા ! હું તમારો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. તમે મારાં કુમળાં બાળકોને બચાવ્યાં છે તેથી હું ને મારા વંશજો તમામ તમારાં ઋણી છીએ, પણ પ્રભુ ! આ કાળસિંહને તેનાં કાળાં કૃત્યનો બદલો આપ્યા સિવાય અરે તેના લોહીથી મારી તલવાર નવરાવ્યા સિવાય જો હું મારા નગ્રમાં પેસું તો મને બ્રહ્મહત્યાનું પાપ છે. દુષ્ટે મારી પ્રાણ સમાન મારા પ્રધાનની પુત્રીના ઉપર કાળી નજર કરી તેથી

હવે તે દુષ્ટને જીવતો રાખી હું મારી કીર્તિને કલંક લાગવા દેનાર નથી. તેવો ચંડાળ મારા રાજ્યમાં રહીને મારી પ્રાણ સમાન પ્રજાને શું પાળવાનો હતો? અહા ગુરૂમહારાજ! પરિબ્રહ્મ પરમાત્માએ મને અને મારા રાજ્યને બચાવી લીધું છે; નહિતર ભોગજોગે જો મેં મારૂં રાજ્ય આવા પત્થર હૃદયના એક નીચ માણસને સોંપ્યું હોત તો મારી કીર્તિની ને મારા રાજ્યની કમબખ્તીજ થાત. ઓ પ્રભુ! ગુરૂદેવ! આજે તમોએ અમોને બચાવી લીધા છે; મહાત્માશ્રી તમને ધન્યવાદ છે.

પ્રતાપસિંહ:-રાજાધિરાજ! આ સેવકને આજ્ઞા આપો તો મારા વિજયનગરમાં જઈ મારાજ લશ્કરની મદદથી આ દુષ્ટનો હું પરાજય કરવા માગું છું. તેને જીવતો પકડી આપની આગળ કેદી વેશમાં કબજ કરી હાજર કરીશ. તે કપટે પોતાની દુષ્ટતા કરવામાં કાંઈ બાકી રાખી નથી. તે નરાધમ પિશાચને દંડ દેવાને આ મારા બાહુ તલપી રહ્યા છે.

ચંદ્રસિંહજી:-પ્રતાપકુંવર! તમારે હવે તેમ કરવાની જરૂર નથી. તે દુષ્ટને તો હુંજ શિક્ષા કરીશ. મારા નરાધમ ને પાપી ભાણેજનું, હું સત્ય ને ન્યાયની ખાતર મારી સમશેરથીજ ખૂન કરવા માગું છું. "બેટા કમળાગૌરી! આમ આવ." કહી મહારાજાએ તેને બોલાવી.

કમળાગૌરી:-પિતાશ્રી આ આપની બાળાને શો હુકમ છે કહી શરમથી નીચું જોઇ સામે આવી ઉભી રહી.

ચંદ્રસિંહજી:-મહાત્માશ્રી હરિદાસજી! હું આપની સમક્ષ આ મારી દીકરી કમળાગૌરીનો વિવાહ આ સુરા પ્રતાપસિંહની

સાથે કરૂં છું. એમ બોલી કમળાગૌરીનો જમણો હાથ ઝાલી તેમણે પ્રતાપકુંવરના જમણા હાથમાં મૂકયો.

તમામ સાધુઓએ શ્રી સચ્ચિદાનંદ પ્રભુની જય! ગુરૂદેવકી જય. એમ જય ઉપર જય પોકારી આનંદથી તાલીઓ પાડી.

પુનમચંદ્રઃ-મહારાજા સાહેબ! આપે કાળસિંહને શિક્ષા કર્યા પછી નગ્રમાં પેસવાની પ્રતિજ્ઞા લીધી છે તો આપ અત્રે થોડાક કલાક આરામ લ્યો. હું મણીપુરમાં જઇ તમામ લશ્કરને તૈયાર કરી અત્રે લેઇને આવુંછું.

ચંદ્રસિંહજીઃ-બહુ સારૂં પ્રધાનજી આપ જલદી જાઓ ને બે ત્રણ કલાકમાં કામ આટોપી તમામ લશ્કર સાથે અત્રે આવો. લશ્કર કયાં લેઇ જવું છે ને શું કરવું છે તે બાબતની બાતમી કોઇને આપશો નહિ; કારણ કે દુષ્ટ જાણી જાય તો છટકી જાય. માટે ચાલાકીથી કામ કરી વહેલા પધારો. હું પણ અત્રેથી મહારાજશ્રી તથા પ્રતાપકુંવર સાથે તૈયાર થઇને સરીઆમ રસ્તા ઉપર આવી ઉભો રહુંછું.

પુનમચંદ્રઃ-જી મહારાજ! આપના હુકમ પ્રમાણેજ જલદી જઇને પાછો આવું છું.

વાંચક! પુનમચંદ્ર લશ્કર લેવાને માટે મણીપુર તરફ રવાના થયા. અહીં ચંદ્રસિંહજીએ રમણીકલાલનો તથા ભગવતીનો ઉપકાર માનતાં તેમની વધારે ઓળખાણ માટે હરિદાસજીને પુછયું.

હરિદાસજીઃ-રાજાજી! આ ભગવતિબેન અત્રેની નદીમાં તણાતાં હતાં તેમને તેજબા બચાવી મઠમાં લાવ્યાં હતાં. ભગ-

વતિ તથા તેજઆ બંને સખીઓ બન્યાં છે, તે બેનની વધારે હકીકત હું જાણુતો નથી.

ચંદ્રસિંહજી:–બેન ભગવતિ આપની તથા આપ કેમ નદીમાં તણાયાં તેની પુર્ણ માહિતી હરકત ન હોય તો મને આપવા કૃપા કરશો ?

ભગવતિ:–પિતા સમાન મહારાજા! આપની આગળ ખરી વાત કહેવામાં મને હરકત નથી. મારૂં ખરૂં નામ કાન્તા છે. હું શ્રી ક્ષેત્રમાં નીવાસ કરતા મોતીલાલ પંડીતની પુત્ર વધુ છું. મારા સ્વામી આ તમારી ડાબી તરફ બેઠા છે.

આ વચનો સાંભળી રમણીકલાલ ઘણોજ આનંદમાં આવી ગયો ને બોલ્યો. અહા શું મારી કાન્તા! દેવી ખરેખર દેવીજ! પતિ ઉદ્ધારનારી પતિવૃતા તને ધન્ય છે. મહારાજા તથા રાજા સાહેબ હું આપની સમક્ષ શરમ તજીને બોલ્યો તેની ક્ષમા આપશો. હું મારા ખરા હૃદયના ઉભરાથી બોલી ગયો છું. હવે હું મારો ઇતિહાસ કહેવા માગુછું. હું ઉપર જણાવેલા મોતીલાલ પંડયાનો દીકરો છું. નાનપણથીજ મારાં લગન આ સતિથી થએલાં હતાં. મારી મા બેન બહુજ ખરાબ સ્વભાવનાં હતાં. હું પણ ઘણો મીજાજી ને ઉચ્છૃંખલ સ્વભાવનો ને વ્યસની હતો. અહા પ્રભુ! અમોએ આ ગરીબ ગૌરીને બહુજ દુ:ખ દીધું છે. અરે ઢોરને મારે તેમ મારી તેનાં હાડકાં ભાગી નાખી તેનાં આંસુ જોઈ અમો માતા–પુત્ર તથા બેન ઘણાંજ ખુશી થયાં છીએ. અહા પ્રભુ તું શું તે અમને માફ કરીશ? અંતે હું એક ખરાબ ટોળીમાં ભળ્યો ને ઘરમાંથી હાથ મારી ઘરેણું ગાંઠું જે આ

સતિનું હતું તે લેઇ–અરે આ સતિને ભીખ માગતી કરી એક બાવાનો સાથે નીકળી પડયો. તે બાવો મને છેતરીને ઘરેણું લેઈ ગઓ ને હું રખડતો રઝળતો ને રીબાતો આ કાળસિંહના હાથે બલિદાનને માટે આવી ચઢયો. ત્યાંથી આ મહાત્માએ મને છોડાવ્યો. પ્રભુ મેં દુષ્ટતા કરી આ સતિને બહુજ દુ:ખી કરી છે. અત્યાર સુધી હું તેને ભગવતિજ જાણતો હતો, પણ અત્યારેજ મેં તેને ઓળખી છે. પ્રભુ તમારા આનંદના વખતે મને પણ મારી પ્રાણપ્રિયા મળવાથી આનંદ થયો છે. “ ગુરૂમહારાજ હરિદાસજીનું પ્રભુ કલ્યાણ કરો.”

ચંદ્રસિંહજી:–ઠીક, બ્હેન કાન્તા ! તમો કેવી રીતે નદીમાં તણાયાં તે કહો.

કાન્તા:–મહારાજા ! મારા પતિ ઘેરથી છાનામાના ચાલી નીકળ્યા. તે પછી તે મારા કંકાસથીજ નાસી ગયા, એમ કહી મારી સાસુએ તથા નણંદે મને સખત માર મારી બેભાન બનાવી દીધી. આખરે હું સાવધ થઇ. એક તો પતિનો વિયોગ ને બીજો માર ઉપર માર મારાથી સહન નહિ થતાં હું ઘેરથી છાનીમાની ઘરને છેલ્લી સલામ કરી મારા પતિની ખોળમાં નીકળી પડી. એક બાલુમા નામના ઠાકોરના હાથે સપડાઈ તેને ઠાર કરી–અરે મારૂં શિયળ સાચવી–હું ભગવી કફની પહેરી, ભગવતિ નામ ધારણ કરી નદીની ટેકરી ઉપર રહી. ત્યાં પ્રતાપસિંહને સાપ કરડેલો તેમાંથી તેમને બચાવ્યા. તે પ્રતાપસિંહ પછી આ દુષ્ટોથી પકડાયા. હું તેમની શોધમાં જંગલમાં નીકળી. મેં એક વડ ઉપર પહેલી રાત્રિ ગાળી ને ત્યાં કાળસિંહની ગોઠવણ સાંભળી.

પછીથી નદીમાં સ્નાન કરવા જતાં તેમાં તણાઇ; ત્યાંથી આ પ્રભાતજ્યોતિ બેને-તેજબાએ મને બચાવી ને હું આ મઠમાં આશ્રય લઈ રહી. પિતાજી! મેં આ કાળસિંહની વાત જાણેલી તેથી તે વાત મહારાજને કરીને આપને કહ્યા પ્રમાણે પ્રતાપસિંહને ને કમળાગૌરી બેનને છોડાવ્યાં. મારા પતિશ્રીની સાથે અત્રે હું પાછલા થોડાક દિવસથી આ મઠમાં છું; પણ મેં હજી સુધી તેમને ઓળખાણ પાડી નહોતી. હવે આજ અમો એક બીજાને ઓળખી શકયા છીએ. પ્રભુએ અમને એક બીજાને કુશળક્ષેમ મેળવ્યાં છે તથી પરિબ્રહ્મ પરમાત્માનો તથા આપનો તથા ગુરૂમહારાજનો ઉપકાર માનુછું.

ચંદ્રસિંહજી:-અહા! કાન્તાબેન ખરી રીતે તો તમોએજ મારાં બાળકોને બચાવ્યાં છે; તમારો આભાર અમારાથી ભુલાય તેમ નથી. તમો દંપતિ પણ આજથી મારાં પુત્રપુત્રી સમાન છો.

વાંચક! આમ વાર્તાવિનોદમાં આનંદ સાથે ઘણી ઘણી મર્મભેદક બાબતો ચંદ્રસિંહજીને જણાઇ તેથી તેમને કાળસિંહના ઉપર ઘણોજ ક્રોધ આવ્યો. હવે કયારે પ્રધાનજી લશ્કર લેઇને આવે ને હું તે દુષ્ટને ઠાર કરૂં તેમ ચંદ્રસિંહજીને થવા લાગ્યું.

# પ્રકરણ ૨૧ મું.

## કાળસિંહનો કાળ.

જે ઘર નોબત વાજતી, રૂડા છત્રીસ રાગ;
ખંડેર થઇ તે ખાલી પડયાં, કાળા ઉડેછે કાગ.
ભુલ્યો મન ભમરા તું કયાં ભમ્યો, ભમ્યો દિવસને રાત
માયાનો બાંધેલો પ્રાણીઓ, સમજ્યો નહિ શુદ્ધ વાત—ભુલ્યો.
જીવની આશા ડુંગર જેવડી, મરણ પગલાંને હેઠ:
મોટા મોટા મરી ચાલીઆ, લાખા લખપતિ શેઠ—ભુલ્યો.

લોકકથા.

વાંચક! ગુપ્ત ખંડેરમાં કાળસિંહ દિલખુશના શરાબી જામના નીસામાં મશગુલ પડયો હતો પણ થોડાક સિપાઇઓ જાગ્રત થઈ સ્વસ્થ થયા હતા. માનસિંહ પણ શુદ્ધિમાં આવ્યો ને જુવે છે તો ત્યાં નહિ હતું કોઈ ગાનારૂં કે નહિ હતું કોઈ બજાવનારૂં. અરે! આ લોકો કયાં ગયાં? દિલખુશ કયાં ગઇ? શું કપટ તો નહિ હોય? એમ ધારી માનસિંહ એકદમ બે સિપાઇઓને સાથે લેઇને કેદખાનાની ઓરડીઓ તરફ ગયો તો કમળાગૌરીની ઓરડીમાં ખુલ્લા બારણે પવન સુસવાટા મારી રહ્યો હતો. માનસિંહ આ ઓરડી ખાલી જોતાંજ એકદમ ચમકયો ને પ્રતાપની ઓરડી તરફ નજર કરી તો તે પણ ખાલી જણાઇ. ખરેખર કપટ થયું. આ ગાનારી દિલખુશ નહિ પણ કોઇ સેતાનજ હોવી જોઇએ ને તેણેજ આ કામ કર્યું હોવું જોઇએ. હવે સરદાર સાહેબને શો

જવાબ દઇશું, એમ વિચારમાં ને વિચારમાં માનસિંહ ઢીલે લમણે કાળસિંહની પાસે આવીને બેઠા. કાળસિંહ હવે ધીમે ધીમે શુદ્ધિમાં આવતો હતો તેથી માનસિંહને જોતાંજ કાળસિંહ બોલ્યો:–"માનસિંહ' પ્યારી દિલખુશ કેમ કાંઇ બોલતી નથી? તે ક્યાં ગઇ? મને તેના ગાયનની બહુજ લહજ્જત આવે છે."

માનસિંહ:–જનાબ! તે તો કોઇ કપટી હતી એવું મને તો લાગે છે. આપણને મોહ પાસમાં નાખો નિશામાં ચકચુર કરી આપણો હાથમાં આવેલો શિકાર ને ઘણીજ મહેનતે મેળવેલો ભંડાર તે ધુતારી ધુતી ગઈ.

કાળસિંહ:–આ તું શું બોલે છે, તે કપટી હતી!?

માનસિંહ:–હાજી! કમળાગૌરીને ને પ્રતાપસિંહને તે બંધન મુક્ત કરી છોડાવી લેઈ ગઇ. ઓરડીઓ તમામ ખાલી છે. કાનસો મારી સળીઆ તોડી તેઓ છટકી ગયાં છે.

કાળસિંહ! આ વાત સાંભળી પુર્ણ શુદ્ધિમાં આવી ગયો ને એકદમ બેઠો થઇને ગાભરો ગાભરો કહેવા લાગ્યો:–"માનસિંહ તું શું બોલે છે! શું કમળાગૌરી ગઈ! શું હાથમાં આવેલી પરી ગઇ! શું કબજે કરેલું પક્ષી ઉડી ગયું! હાય હવે મારૂં ભવિષ્ય ઉંધુ વળ્યું."

માનસિંહ:–હાજી! બન્યું છે તો તેવુંજ.

કાળસિંહ:–અરે માનસિંહ! આપણા લોકોની ખુવારી આ નીસાથીજ થાય છે છતાં આપણે તેને વળગી રહ્યા છીએ. આપણને ભવિષ્યે ભુલાવ્યા.

માનસિંહ:-હાજી! બન્યું છે તો તેમજ પણ કાંઇ આપણે જાણતા હતા કે આમ બનશે?

કાળસિંહ:-સિપાઇઓ ચોકી પહેરા પર હતા કે નહિ?

માનસિંહ:-નાજી, તેઓ પણ તમામ મીજલસ જોવાને માટેજ અત્રે ભેગા થયા હતા. ખંડેરમાં કોઇ નહોતું તેથીજ તે દુશ્મનો ફાવી ગયા.

કાળસિંહ:-ઠીક છે! ઠીક છે! તે શિઆળવાં મારા સિંહના પંજામાંથી કેટલે જવાનાં છે. એક ફાળ ને બીજી ફાળે તો પકડાયાંજ સમજવાં. ઓ ધુતારા ચોરો! તમે ગજરાજને છેતરીને કેટલે જશો? હું તમો તમામનાં ધડ ને માથાં જુદાં કરીશ ને આ મારા ચર્ણ તથા સમશેર તમારા રૂધીરમાં તરબોળ કરીશ ત્યારેજ શાન્ત થઇશ. જાઓ જાઓ, મારા વફાદાર સિપાઇઓ જાઓ. એ દુષ્ટો મારા ભયંકર ભોંયરામાંથી છાનાં માનાં નાઠેલાં છે. તેમને જ્યાં ત્યાંથી ખોળી પકડી કબજે કરીને મારી સનમુખ લાવી તેમને રજુ કરો. હવે આ તલવાર તે લોકોનું રકત પીવાને તલપી રહી છે. હું પણ માનસિંહની સાથે તે લોકોની તપાસમાં જાઉંછું.

વાંચક! માનસિંહ તથા કાળસિંહ બંને જણ હથીઆર સજી ઘોડેસ્વાર થયા ને જંગલમાં તેમને શોધવાને નીકળી પડયા. એક બાજુ સિપાઇઓ તથા બીજી બાજુ કાળસિંહ તથા માનસિંહ નીકળી પડયા. વાંચક! વિધિના લેખ મટતા નથી. એક લોકપ્રિય ભજનમાં કહેલું છે કે:-

વિધિના લખીયા લેખ ટાળ્યા નહિરે ટળે;
ટાળ્યા નહિરે ટળે કર્મે લખ્યું તે મળે—મારા સ્વામી.
દશરથ બાંધેલ તલાવડી શરવણ પાણી તો ભરે;
ધર્મ કરતાં ધાડ થઇ આંધળાં ઝુરી તો મરે—મારા સ્વામી.
ચૌદ ચોકડીનો રાજવી, રાવણ હાકે ફરે;
દશ મુસ્તક રોળાઈ ગયાં. લંકાંગઢ તો બળે—મારા સ્વામી.

સ્વ. ડા. ઝવેરી.

**વાંચક! પ્રભુ ઈચ્છા પ્રમાણે સઘળું થયે જાય છે.** ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે પુનમચંદ્ર પ્રધાન રામમઠથી લશ્કર તૈયાર કરી લેઈ આવવાને માટે ગાડીમાં બેસી મણિપુર તરફ જાય છે. ગાડી સુસવાટા બંધ ચાલી જાય છે. ગાડીમાં ફક્ત પુનમચંદ્ર તથા એક કૉચમેન છે. જ્યાં ઘોર બાવળીમાં ગાડીએ પ્રવેશ કર્યો કે અચાનક ગાડીની આગળ બે ઘોડેસ્વારો આવી ઉભા રહ્યા ને ચાલતી ગાડીના ઘોડાઓને ચાબુક મારી અટકાવ્યા. ગાડી ઉભી રહી. આ જોઇ પુનમચંદ્ર અંદરથી બોલ્યા:—

“અરે તમે કોણ છો ને અમારી ગાડી શા માટે અટકાવી છે. તમે રસ્તામાં કેમ ઉભા રહ્યા છો? જાઓ દુર હઠી જાઓ”

“અમે તારા કાળ છીએ, ને તને યમપુરીમાં મોકલવાને માટેજ આવ્યા છીએ.”

“અરે ચંડાળો! તમે મને સત્વર જણાવો કે તમો કયા કાળા નામથી આ જગતમાં ઓળખાઓ છો?”

“અરે પુનમચંદ્ર! હમણાંજ તને ખબર પડશે કે હું કયા નામથી તારા ઉપર શમશેર ચલાવું છું. તું હજુ આ કાળ-

સિંહના વીરબાહુથી અજાણ્યો છે, તેથી આજે તને તે જણાવવા માગું છું."

પુનમચંદ્ર ક્રોધાતુર અવાજે બોલી ઉઠયો:-"એ દુષ્ટ કાળસિંહ! એ કાળાં કૃત્યના કરનારા કાળા નાગ! તેંજ મારી કમળાને આજદીન સુધી દુ:ખી કરી છે કેમ? એ નીચ પાપી! ચાલ તૈયાર થા, હું તને આજે મારા હાથ બતાવું ને તને ખાત્રી કરી આપું કે સિંહની બોડમાં પેસવાથી કેવું કમોતે મોત થાય છે!!" એમ બોલતાંની સાથેજ પુનમચંદ્ર ગાડીમાંથી નીચે કુદી પડયા. મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી કાળસિંહ પણ તેના સામે બરાબર જવાબ દેવાને તૈયારજ હતો. લડાઈ જબરી ચાલી. કાળસિંહ તથા માનસિંહ બન્ને જણા પુનમચંદ્રને ડંફાવવાને દાવ ખેલવા મંડ્યા. બહાદુર પુનમચંદ્ર પણ તેમનાથી ડરે તેમ નહોતો. તલવારો ચમકારા કરવા લાગી. એક બીજાના ઉપર ઘા ઉપર ઘા નાખવા શરૂ થયા. પુનમચંદ્રની તલવાર આજુબાજુ વિજળીની માફક ફરી રહી હતી. લઢાઇ જોસભેર ચાલી. પુનમચંદ્રનું લોહી અત્યારે તપી ગયું હતું. "બસ ઠાર મારૂં-દુષ્ટ કાળસિંહ! તેં મારી પ્રાણ સમાન દીકરીને અનહદ દુ:ખો કરી છે. તેના બદલો તારા લોહીની છોળો ઉડાડીને હું આપવા માગું છું." આમ કીકીઆરી કરતાં એકદમ પુનમચંદ્રે એક સખત તલવારનો ઘા દાવ જોઇને ફેંકયો. તે ઘા માનસિંહના જમણા ખભા ઉપર વાગ્યો અરે તલવાર જમણે ખભેથી ડાબા પડખામાં થઈ નીચે જમીન સાથે અથડાઈ. માનસિંહનું ધડ અને માથું જુદું થયું. દુષ્ટનો દેહ તરફડતો અંતે શાન્તિ પામી ગયો.

આ વખતે પુનમચંદ્ર બહુજ આવેશમાં આવી ગયો હતો. કાળસિંહ માનસિંહનું મૃત્યુ જોતાંજ ઘણો ગભરાયો ને હવે મરવું કે મારવું એવો દૃઢ સંકલ્પ કરી દાંત પીસી પુનમચંદ્ર ઉપર તુટી પડયો. બંને બહાદુરો હતા તેથી લડાઇના કામમાં સરખી ચાલાકી ધરાવતા હતા. એક બીજા ઘા કરવાનો લાગ શોધતા હતા. પુનમચંદ્રને શરીરે બે ત્રણ ઘા વાગ્યા હતા; પણ બહાદુર પુનમચંદ્ર રણભૂમિમાં વિક્રાળ વાઘની પેઠે ઘુમી રહ્યા હતો. કાળસિંહ પણ અત્યારે કાળ સ્વરૂપજ દેખાતો હતો. વળી તેનો મિત્ર મરણ પામવાથી તે ખુબ ક્રોધાયમાન થયો હતો. હવે તો બસ મરવું કે મારવું તેવા નિશ્ચય ઉપરજ તે આવ્યો હતો. લડાઈ કસાકસીથી ખુબ ચાલી, એક બીજાને હંફાવવાને ઘણી ઘણી ચાલાકીઓ થઈ પણ બંને યોદ્ધા પ્રવિણ તથા એક એકને ઠોકર મારે તેવા હતા તેથી કોઈ ફાવી શકયું નહિ. આમ બે ત્રણ કલાક સુધી સખત લડાઇ ચાલી. આખરે પ્રભુ ઇચ્છા બલિયસી. કાળસિંહ એકદમ લાગ જોઇ છલંગ મારી અને પુનમચંદ્રની તલવારનો ઘા ચુકાવી તેને જમીન ઉપર ચત્તોપાટ નાખો દીધો. વાંચક! પુનચંદ્ર એક તો આધેડ ઉમ્મરનો ને વળી શરીર ઉપર ત્રણ ચાર ઘા સખત વાગેલા ને કાળસિંહ તથા માનસિંહ બંનેની સાથે એકલાએ દ્વંદ્વ યુદ્ધ કરેલું તેથી નિર્બલ થઇ ગયો ને દુષ્ટના દાવમાં ફસાઇ જઈ જમીન ઉપર ઢળી પડયો. કાળસિંહ એકદમ પુનમચંદ્રની છાતી ઉપર ચઢી બેઠો ને કર્કશ અવાજે બોલ્યો:—“દુષ્ટ પુનમચંદ્ર! આજે હું મારૂં તારા ઉપરનું વૈર લેવા માગુ છું. આજે તને જમીન દોસ્ત કરી તારી

કમળાગૌરીને ફરીથી તાબે કરી હું તારો જમાઇ થઇશ. સમજ્યો ચાલ હવે તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લે. જો આ તલવાર તારૂં લોહી પીવાને કેવી ચળકાટ મારી રહી છે."

"ઓ દુષ્ટ કાળસિંહ! તું આવા અપશબ્દો બોલતાં શરમાતો નથી! તારી જીભ કેમ ટુંકી થઇ જતી નથી! ઓ કુતરા તારે મારૂં ખુન કરવું હોય તો ભલે કર. હું મરવાને તૈયાર છું; પણ આ તારા શબ્દો મારાથી સાંભળી શકાતા નથી."

"લે લે હવે આ મારા મિત્રના ખુનનો છેલ્લો બદલો" આમ બોલી કાળસિંહે પુનમચંદ્રના ઉપર તલવાર ઉગામી. એક પગ પુનમચંદ્રની છાતી ઉપર મુકયો ને બીજો પગ જમીન ઉપર મુકી કાળસિંહ ઉભો થયો.

અહા! પુનમચંદ્રનું આવીજ બન્યું, તેની આ છેલ્લીજ પળ હતી. જોત જોતામાં પુનમચંદ્ર હતો ન હતો થઇ જશે પણ "જેને રામ રાખે તેને કોણ મારી શકે" અકસ્માત પાછળથી એક ભયંકર અવાજ સાથે સણસણાટ કરતી ગોળી આવી ને કાળસિંહનો પડખાનો ભાગ ભેદી આરપાર નીકળી ગઇ. અહા! પ્રભુ! કાળસિંહ નીચે પડયો. પુનમચંદ્ર એકદમ ઉભો થયો અને આ વખતે આવા મરણના પંજામાંથી બચાવનાર કોણ છે, તે જાણવાને માટે આજુ બાજુ જોવા લાગ્યો. તપાસ કરતાં તેને સામેથી ચંદ્રસિંહજી. પ્રતાપકુંવર, હરિદાસજી તથા રમણીકલાલ અને સાધુઓનું ટોળું મોટી મોટી લાકડીઓ ઝાલી આવતું જણાયું.

ભલા ભગવાન! પાપી કાળસિંહ પડયો ને તેના પડખામાંથી લોહીની ધારા વહેવા લાગી. હવે તેની ગણી ગાંઠીજ

ઘડીઓ અવશેષ રહી હતી. મહારાજા ચંદ્રસિંહજી તથા તમામ મંડળ તથા હરિદાસજી મહારાજ વિગેરે તેની પાસે આવી ઉભા રહ્યા.

વાંચક! જે વખતે કાળસિંહ તથા માનસિંહ પુનમચંદ્રની જોડે લડવાને માટે રોકાયા તે વખતનો લાભ લેઈ ગાડી હાકનારો કૉચમેન દોડાદોડ નાસી છુટયો ને જેમ બને તેમ ઝડપથી દોડતો રામમઠમાં આવ્યો અને મહારાજા ચંદ્રસિંહજીને તમામ હકીકત ઉતાવળથી જણાવી.

મહારાજા ચંદ્રસિંહજી આ હકીકત સાંભળી એકદમ ઉભા થયા. તેમની જોડે પ્રતાપકુંવર, હરિદાસજી તથા તમામ સાધુઓ મોટી ડાંગો (લાકડીઓ) લેઇ પુનમચંદ્રની વ્હારે આવવાને નીકળી પડયા. નાશી છુટેલો કૉચમેન પણ તે સ્થળ બતાવવાને માટે સાથેજ હતો. લડાઇની જગાએ આવી પહોંચતા પહેલાં રસ્તામાંથીજ પ્રતાપે મહારાજા પાસેથી એક પિસ્તોલ તથા કટાર માગી લીધી હતી અને ચંદ્રસિંહજીએ ઉઘાડી સમશેર ઝાલી હતી. વેગળેથી કાળસિંહ પુનમચંદ્રની છાતી ઉપર ઉભો રહ્યો છે ને ઘા મારી ખુન કરવાની તૈયારીમાં છે તેવો દેખાવ જોતાંજ ચાલાક પ્રતાપકુવરે ગોળીબાર કરી કાળસિંહને જમીન દોસ્ત કર્યો. અહા! પ્રભુ ખરેખર ધર્મો જય ને પાપો ક્ષય. ખરે નીચ માણસનું બુરૂજ થાય છે અને અંતે તે રીબાઇ રીબાઇને કમોતે મરણને શરણ થાય છે.

ચંદ્રસિંહજી જાતે ક્ષત્રીય હતા પણ પોતાના સ્વહસ્તે ઉછેરેલા ને પુત્ર સમાન ગણેલા ભાણેજ કાળસિંહની આ દશા જોઈ

મનમાં ઘણોજ ખેદ પામ્યા. તેમનું હૃદય ભરાઇ આવવાથી આંખમાંથી અશ્રુઓ સરી પડયાં.

કાળસિંહની આંખો આ વખતે ચંદ્રસિંહજીની સામેજ ટકી રહી હતી. આખરે ભાગી તુટી બોલીમાં તે કાંઈક લઙ્યો. મા....મા....શ્રી....હું....જા....ઉં....છું..... મેં....ઘ....ણાં....પા ....પ.... કર્મ....ક.....ર્યાં....છે....હું....પા.....પી....છું અહા પ્રભુ! કાળસિંહથી હવે ઝાઝું બોલાઇ શકાયું નહિ. મહાત્મા હરિદાસજીએ કાળસિંહને રામમઠમાં ઉચકી લેવાને તથા તેનો દેહ રામમઠમાં પડે ા સારૂં તેમ ચંદ્રસિંહજીને જણાવ્યું ચંદ્રસિંહજીએ તેમ કરવાની હા કહી. સાધુઓએ મહાત્મા હરિદાસજીના ફરમાન મુજબ ડોળી કરી કાળસિંહને ઉચકી લીધો અને તમામ મંડળ રામમઠમાં આવી પહોંચ્યું. અહા પ્રભુ! ભોંયરૂં ભોયરાને ઠેકાણે રહ્યું ને કાળસિંહ ગાવણીમાં પડયો.

સાધુઓને સામેથી ડોળી ઉચકી લાવતા જોઇ કમળાગાૈરી ગભરાઈ. "રખેને મારા પિતાજી ઘાયલ થયા હોય" આમ વિચાર કરે છે તેવામાં તેણે પુનમચંદ્રને પણ સર્વની સાથમાં આવતા દીઠા. જોત જોતામાં બધુ મંડળ રામમઠમાં આવી પહોંચ્યું. હરિદાસજીએ તુરત પ્રભાતજયોતિ કહી બુમ મારી. પ્રભાતજયોતિ "જી બાપુ કહી" હાજર થઇ.

હરિદાસજી:–બેન ગાયનું છાણ લાવ ને આ ઠાકોરજીની સામેની પ્રાર્થના કરવાની જગો લીપી નાખ ને તેના ઉપર કાંબળી પાથર જલદી કર.

પ્રભાતજ્યોતિએ મહારાજે કહ્યું તેમ થોડી મીનીટોમાં સર્વે તૈયાર કર્યું. ડોળીમાંથી કાળસિંહને કાઢી ઉત્તરનું ઓશિકું કરી સુવાડયો. કાળસિંહ હવે થોડા વખતનોજ મહેમાન હતો. પ્રભાતજ્યોતિ (તેજબા, કાળસિંહની આ દશા જોઈ ગભરાઈ ગઈ ને બોલી:–"પ્રભુ! ખરાબ કૃત્યોનું ફળ તું આપતાં ચુકતો નથીજ. "પ્યારા સ્વામીનાથ તમારી આ દશા!" કહી પ્રભાતજ્યોતિ રડી પડી. કાળસિંહનું મુસ્તક પોતાના ખોળામાં લેઇ તે બેઠી. કાળસિંહ હજુ શુદ્ધિમાં હતો તેણે ધીમે અવાજે "કો....ણ....રડે છે" એમ અવાજ કર્યો.

તેજબાથી હવે ખુબ રોઈ પડાયું. રડતાં રડતાં તે બોલી. "મારા નાથ હું તમારી તેજા છું."

કાળસિંહ:–દે....વી....હું....તા....હ....રો....પા....પી....છું હું....જા....ઉં....છું એમ બોલતાંજ અચાનક આંચકી આવી ને ડચકાં શરૂ થયાં. આંખ થરડાઇ અને છેલ્લી ઘડી આવી પહોંચી. આ વખતે તેજબાના હૃદયની સ્થિતિ ઘણીજ દયાજનક હતી.

હરિદાસજી:–બેટી પ્રભાતજ્યોતિ! તું આ શું કરે છે? મરનાર માણુસની સમીપ આંસુ પાડવાં તે તારા જેવી જ્ઞાનીને શોભતું નથી. દીકરી! તારો વ્હાલો દુખમાં મરે ને તેની છેલ્લી ઘડી સુધરે તેમ તારે તો વર્તવું જોઇએ. બેટા! ચાલ પેલું અંત વખતનું ભજન ગા

પ્રભાતજ્યોતિએ મહારાજના બોધથી તે વાત સત્ય માની આસતે આસતે પણ ખોખરા અવાજે એક ભજન શરૂ કર્યું.

આવીરે...મારે...પરિબ્રહ્મ ઝાલજો હા...થ...રે.
પ્રભુ ! અંત વખતે ! ! આવીરે...મારે.
આરે જગત માંહી સાર નવ દીઠોરે...આરે જગત. (૨)
અંતે તું પાલન હા...ર...રે. પ્રભુ ! અંત વખતે. ૧
ઘણારે કપટ માંહી ઘુમ્યો ધ્યાણી બાપારે, (૨)
પ્રાણી બન્યો છું હું પા...પી...રે પ્રભુ ! અંત વખતે. ૨
ઘરડ ઘરડ થઇ ઘોઘરો ઘુંટાશેરે, (૨)
જીભ ટુંકી થાશે ઘનશા...મ...રે. પ્રભુ ! અંત વખતે. ૩
હાથ પગ સુજી સુજી થાંભલા તો બનશેરે, (૨)
હલાશે નહિ લવ ..લે...શ...રે. પ્રભુ ! અંત વખતે. ૪
એવરે વખત મારી બાંહ્ય ગૃહી બાપારે, (૨)
દેજે ચરણનું શરણ.........રે. પ્રભુ ! અંત વખતે. ૫
તુજ મુજ સુરતાનો તાર...ન...તુ...ટે...રે, (૨)
આખર અણીનો તું રા...મ...રે. પ્રભુ ! અંત વખતે. ૬

**कासार.**

ભજન પૂરૂં થયું, તેજબાની આંખમાંથી હજુ પણ આંસુઓ વહેતાં હતાં.

હરિદાસજી:–બેટી તેજબા ! આ શું કરે છે ? તું આટલા દિવસ સુધી સંત સમાગમમાં રહી તો પણ આ માયા ! ! બેન! મરવું તો વહેલું મોડું સર્વેને છેજ. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે:–

**जातस्य हिध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।**
**तस्मादपरिहार्येऽर्थेनत्वंशोचितुमर्हसि ॥**

કેમકે જન્મેલાને માટે મૃત્યુ નક્કી છે અને મરેલાને માટે જન્મ નક્કી છે તેથી એ અટકાવી ન શકાય. એવી બાબતમાં ત્હારે શોક કરવો યોગ્ય નથી.

બેન આમ ગીતાજીમાં કહેલું છે તો પછી તારે શોક કરવો ઉચિત્ નથી. જો મરનાર મનુષ્ય આપણને ઘણોજ વ્હાલો હોય તો તેની સદ્ગતિને માટે અંત વખતે આંસુ નહિ પાડતાં સારાં તત્વજ્ઞાનનાં ભજનોની ધુન મચાવવી જોઇએ. ચાલ બેન! પેલી મહાત્મા સાગરની ગઝલ બોલ જોઇએ. અહા! તે ગઝલ કેવી તત્વજ્ઞાનની ભરેલી છે.

તેજબા દિલગીરી હઠાવી શાન્ત થઈ ને મહારાજના કહ્યા મુજબ ધીમે ધીમે ગાવા લાગી.

હું આત્મા છું! હું આત્મા છું! હું કેવળ શુધ્ધ આત્મા છું!
નીરાકારે બધામાં છું! હું આત્મા છું! હું આત્મા છું!
નથી હું શરીર કે ઇંદ્રિ! નથી મન કે મનોવૃત્તિ!
નથી હંકાર! કે બુદ્ધિ! હું આત્મા છું! હું આત્મા છું!
નથી ભૂપ યા ન ભિખરી, નથી ઘર કે ન ઘર-બારી!
નથી નર કે નથી નારી! હું આત્મા છું! હું આત્મા છું!
નથી ધન, માલ, કે મિલકત! નથી હું આબરૂ ઇજ્જત!
અહા! આનંદ ચેતન સત્! હું આત્મા છું! હું આત્મા છું!
નથી સાગર નથી હું નદી, અસંશક્તિ નિજાનંદી!
સદા શિવઘન સદા શક્તિ! હું આત્મા છું! હું આત્મા છું!

ગઝલ પૂરી થઇ તે વખતે કાળસિંહનું શરીર તમામ ટાઢું પડી ગયું હતું ને છેલ્લો શ્વાસ છાતીથી પાછો વળતો હતો. હવે મહાત્મા હરિદાસજીએ પોતે એક સ્તોત્ર ગાવા માંડયું.

હું આત્મા ! હું આત્મા ! હું કેવળ બ્રહ્મ !

નહિ ચર્મ, ઇંદ્રિ, નહિ માંસ, રક્ત !
નહિ રૂપ, કાન્તિ, ન સેવક ભક્ત !
રજો નહિ, તમો નહિ, નહિ ગુણ શમ,
હું આત્મા ! હું આત્મા ! હું કેવળ બ્રહ્મ !

ન કામ, ન ક્રોધ, ન લોભ, ન મોહ !
ન ઇચ્છા ! ન તૃષ્ણા, ન ઇર્ષા ન રોગ !
નહિ જ્ઞાન, બુદ્ધિ, ન સુદ્ધિ ન મન !
હું આત્મા ! હું આત્મા ! હું કેવળ બ્રહ્મ !

નહિ નારી કંથ ! નહિ મિત્ર ભ્રાત !
ન હમ, ગુરૂ શિષ્ય, ન હમ બાલ તાત !
ન શેઠ, ન સાહેબ, ન ચાકર હમ !
હું આત્મા ! હું આત્મા ! હું કેવળ બ્રહ્મ !

નહિ હું તવગર, નહિ હું ગરિબ !
ન કર્તા ન ભોક્તા, નહિ હું નસિબ !
અહો સર્વ અખિંડ વ્યાપેલ હમ !
હું આત્મા ! હું આત્મા ! હું કેવળ બ્રહ્મ !

ન ભોગી, ન જોગી, ન ત્યાગી, ન લુબ્ધ !
ન બંધન, ન મોક્ષ, ન પાપ, ન પુન્ય !
ન જન્મ, ન મર્ણ, ન સંસ્કાર હમ !
હું આત્મા ! હું આત્મા ! હું કેવળ બ્રહ્મ !

ન પૃથ્વી, ન પાણી, ન વાયુ, ન તેજ !
ન રહેણી, ન કહેણી, ન શાસ્ત્ર ન વેદ !
ન પુરાણ, ન નીતિ, ન વિવેક હમ !
હું આત્મા ! હું આત્મા ! હું કેવળ બ્રહ્મ !

न ग्नानि, न मूर्ख, न शेतान, दुष्ट !
न बळवान, निर्बळ, न कोमळ पुष्प !
नहि गुणु ग्राहि, न अहापणु हम !
हुं आत्मा ! हुं आत्मा ! हुं केवळ ब्रह्म !

न कासार, कूवो, न सिन्धु सरित !
नहि ग्रीष्म, वर्षा, नहि हम शित् !
अहो सर्व खल्विंद व्यापेल हम !
हुं आत्मा ! हुं आत्मा ! हुं केवळ ब्रह्म !

**कासार.**

સ્તોત્ર પુરૂ થયું. આ વખતે કાળસિંહનો આત્મા સ્વધામ ચાલ્યો ગયો હતો. મહારાજ હરિદાસજીએ તેની દહન ક્રિયા કરવાને માટે ચંદ્રસિંહજીને જણાવ્યું. તેજબાએ પતિ સહગમન એટલે કાળસિંહની જોડે સતિ થવાની ઇચ્છા જણાવી. મહારાજા ચંદ્રસિંહજીએ ઘણીજ દીલગીરી સાથે તેમ કરવાની રજા આપી. પવિત્ર અમૃતવાહિની ગંગાજીના ત્રટ ઉપર કાળસિંહની ચિતા ખડકાઇ. તેજબા કાળસિંહના શબને પોતાના ખોળામાં લેઇને **शिवोहम्** ઉચ્ચારતી ચિતામાં બેઠી અગ્નિદેવ પ્રકટાવવામાં આવ્યા ને થોડા વખતમાં તો જાણે તે જન્મ્યોજ નાંહતો તે પ્રમાણે તે રાખ થઇ ગયું. તેના શરીરની રાખોડી તથા હાડકાંની કણીઓ નદીમાં પધરાવી સર્વે મંડળ રામમઠે આવ્યું. તેજબાના તથા તેના પતિના શોકમાં થોડો વખત ચુપ રહી ચંદ્રસિંહજી તમામ મંડળની સમક્ષ બોલ્યા.

પવિત્ર ગુરૂ હરિદાસજી તથા સર્વે સાધુ મંડળી ને જય સચ્ચિદાનંદ કરી હું કાંઇક બોલવા માગુછું. "હવે મારા રાજ્યનો

કોઇ વારસ રહ્યો નથી માટે મારા રાજ્યની ગાદી હું પ્રતાપ-સિંહને સોંપું છું તે તેઓ સ્વીકારશેજ એવી આશા રાખુછું."

પ્રતાપસિંહ ઉભો થયો ને તેણે બોલવું શરૂ કર્યું:-"પુજ્ય પિતાશ્રી સમાન ચંદ્રસિંહજી મહારાજ તથા ગુરૂમહારાજ હરિદાસજી વડીલ શ્રી પુનમચંદ્રજી ને તમામ સાધુ બાન્ધવો! હું આપનો તાબેદાર આપના ફર્માન મુજબ વર્તવા તૈયાર છું. વળી અમો દંપતિને કારાગૃહમાંથી મુકત કરનાર મી. રમણીકલાલ તથા ભગવતિ (કાન્તા) દેવીનો ઘણોજ ઉપકાર માનુછું તેઓ-શ્રીને હું મારા પ્રધાન પદની જગા આપુંછું તે મી. રમણીકલાલ સ્વીકારશે એવી આશા રાખુછું. વળી આ રામમઠના આશ્રય નીચે રહી અમો બચવાને પામ્યા છીએ માટે મહાન્ત પુરૂષ હરિદાસજી મહારાજનો હું જન્મોજન્મનો દાસાનુદાસ થાઉં તોપણ થોડુંજ છે. ગુરૂમહારાજ મારા રાજ્યના સદાને માટે ગુરૂજ રહેશે ને તેઓશ્રીના ફર્માન મુજબજ રાજ્યતંત્ર ચાલશે. આ રામમઠને માટે ને તેમાં નિવાસ કરતા મારા સાધુ બાન્ધવોના ઉદર નિર્વાહને સારૂ હું એક હજાર વીઘાં જમીન કાઢી આપુ છું. તે જાગીર મારા બાપના રાજ્યમાંથી અપાશે.

સર્વે મંડળ ખુશી થઇ તાલીઓના ગડગડાટ મચાવી રહ્યું. હવે મહાત્મા હરિદાસજી ઉભા થયા ને બોલતા લાગ્યા. ભાઇઓ મારા પવિત્ર આત્માઓ આ મઠને સારૂ જે એક હજાર વીઘાં જમીન આપવાને માટે કુમારશ્રીએ જણાવ્યું છે તેને માટે મારો વિચાર એવો છે કે અમો સાધુઓને તો ફળફુલ ઉપરજ આહાર ચલાવવો જોઇએ. એવી મોટી જાગીર મળવાથી અમારા સાધુઓ

પાછા સંસારમાં પડી જાય તેનો મને ભય લાગે છે; માટે તે જાગીર આ મઠ સ્વીકારી શકતો નથી. પ્રભુ તમારૂં કલ્યાણ કરો ને તમારો જય થાઓ. એવો અમારો તમને આશિર્વાદ છે. જે કાંઈ કર્યું હોય તે અમોએ અમારા ધર્મને લેઇનેજ કર્યું છે. અમો સન્યાસીઓને તો કાંઇ પણ જોઇએ નહિજ.

વાંચક! તમામ મંડળ મહાત્મા હરિદાસજીનો જય પોકારી આવા મહાત્મા પૃથ્વીને થાંભલા રૂપજ છે એમ વિચારતું વિચારતું મણીપુર તરફ રવાના થયું.

વાંચક! વિજયનગરથી વિજયસિંહને બોલાવવામાં આવ્યા. વિજયસિંહ પણ ઘણા દિવસથી પુત્ર વિયોગે ઝુરતા હતા તે પ્રતાપસિંહને મળી શાન્તિમાં ગરકાવ થયા. પ્રતાપસિંહનાં તથા કમળાગૌરીનાં લગ્ન ઘણીજ ધામધુમથી કરવામાં આવ્યાં, શ્રીક્ષેત્રથી રમણીકલાલની માતુશ્રીને અત્રે બોલાવવામાં આવ્યાં કારણ કે રમણીકના પિતા મોતીલાલ તો રમણીકના ગુમ થવાની સાથેજ કયાંઇક જતા રહ્યા હતા. તેમનો પત્તો પછીથી લાગ્યો નહોતો. શુભ મહુર્તે પ્રતાપસિંહનો પટ્ટાભિષેક થયો ને આનંદ આનંદ છવાઇ રહ્યો. મણીપુરનું રાજ્ય તથા વિજયનગરનું રાજ્ય જોડી દેવામાં આવ્યું ગાદી મણીપુરમાં રાખી પછીના દિવસો તેઓ શાન્તિમાં પસાર કરવા લાગ્યાં. ૐ શાન્તિ શાન્તિ!!

સમાપ્ત.